# જયાના પત્રો

અથવા

# કસોટીમય લગ્ન

લેખક :

શ્રી હિંમતલાલ મ. શાહ




૦-૬-૦

સ્ત્રી સાહિત્ય મંદિર, સુરત.

આવૃત્તિ બીજી

ઈ. સ. ૧૯૩[illegible]

સંવત ૧૯[illegible]



તમારી

સખીઓ

બહેનો

પુત્રીઓ

વહુઓ

સૌ કોઈને સ્ત્રીશક્તિ

ગ્રંથમાળાનાં પુસ્તકોજ

ભેટ આપો.

ઈશ્વરલાલ વીમાવાળાનું

સ્ત્રીશક્તિ કાર્યાલય

કેળાપીઠ, સુરત.



દેશબંધુ મુદ્રણાલય, કેળાપીઠ, સુરતમાં ઈશ્વરલાલ એમ. વીમાવાળાએ છાપ્યું અને ત્યાંથીજ પ્રગટ કર્યું.

## પ્રકાશક તરફથી

" કસોટીમય લગ્ન "ના નામથી સ્ત્રી:શક્તિ પત્રમાં જે લેખમાળા પ્રકટ થઇ હતી તેજ આ **જયાના પત્રો**. એ લેખમાળા ચાલુ હતી તે વેળા સ્ત્રી:શક્તિના અંકો મેળવવા માટે ખૂબ પડાપડી થતી; અને વાંચકો ઘણી આતુરતાથી રવિવારની રાહ જોયા કરતા. માળા પુરી થયા કેડે " ચોપડી રૂપે છપાવો " એવી પણ સ્પષ્ટ માંગણી થઈ. અને તે પરથી અમે તેના લેખક શ્રી. હિંમતલાલ મણિલાલ શાહ (અમદાવાદ) પાસે એને આ રૂપમાં છાપવા રજા માંગી. શ્રી શાહે નિષ્કામ ભાવે આજની ગુજરાતણુને ચરણે આ ચોપડી રજુ કરવા અમને પરવાનગી આપી તે માટે અમે એમના ઋણી છીએ.

કસોટીમય લગ્નમાંના બધા વિચારો દરેકને સંમત કે અનુકૂળ હોય, એમ ન જ બને; પરંતુ સ્ત્રી-પુરૂષનું દાંપત્યજીવન સુખી કરવા માટેની ચર્ચા એમાં ઘણી સરસ રીતે, વ્યાપક રીતે ને જુદા જુદા દૃષ્ટિબિન્દુઓથી કરવામાં

આવી છે એ વિષે બે મત નહિ હોઇ શકે. અને એજ દૃષ્ટિબિન્દુથી કહી શકાય કે એ વિષયનું આવું પુસ્તક ગુજરાતી ભાષામાં આ એકલુંજ, અને પહેલુંજ છે. લગ્નવયમાં આવેલી બાળા-યુવતિએજ નહિ, પણ પ્રત્યેક સ્ત્રી પુરૂષે આ ચોપડી વાંચીને મનન કરવા યોગ્ય છે, એમ હિમ્મતભેર કહી શકાય.

આશા છે કે જેમને આ વાત સમજાય, તેઓ આ ચોપડીનો પ્રચાર કરવામાં મદદ કરી ગુજરાતના ગૃહજીવનમાં સુખસિંચન કરવામાં સહાયભુત બનશે.

ઇ. વી.

......

આ બીજી આવૃતિમાં કશોય ફેરફાર કર્યો નથી. હિંદુ લગ્ન અંગેના સરકારી કાયદા બદલાયા છે પરંતુ કુદરતના કાયદા કદિ બદલાતા નથી. અને આ પુસ્તકમાં લેખકે સરકારી કાયદાનો જરાયે વિચાર સરખો નથી કર્યો. આ તો છે કુદરતી-સમાન હકનું-લગ્ન, કસોટીમય લગ્ન. એટલે એ તો છે સનાતન.

ઇ. વી.

શ્રી શક્તિ ગ્રંથમાળા

૧૦

# જયાના પત્રો

તેજ

કસોટીમય લગ્ન

શ્રી સાહિત્ય મંદિર, સુરત.



અભણ માબાપ પોતાની દીકરીને દાગીનાથી લાદે છે.



સમજુ માબાપ તેને સાહિત્યનો સટ આપી જ્ઞાન-સંસ્કાર સીંચે છે.

રૂા. ૩૬ાાની કિંમતનાં ૭૦ પુસ્તકોનો સટ રૂા. ૩૨) માં

# ભૂમિકા

[એક ગુજરાતી યુવક જેનો વિવાહ બાલ્ય-વયમાં પોતાનીજ જ્ઞાતિની એક કન્યા સાથે કરવામાં આવ્યો હતો, તેના વિચારો જેમ જેમ જ્ઞાન અને ઉંમર વધતી ગઈ તેમ તેમ બદલાતા ગયા; છેવટે લંડનમાં અભ્યાસાર્થે ગયા પછી તેણે પોતાની સાથે વિવાહિત થએલી બાળા સાથે પત્રવ્યવહાર શરૂ કર્યો અને છેવટે બાલ્યવયમાં થએલા વિવાહને સંમતિ આપવાની અનિચ્છાને લઈને તેમજ પોતાના સુધરેલા વિચારોને અનુસરી ઈચ્છિત લગ્ન પસંદ કરવા માટે તે વિવાહ રાજીખુશીથી રદ કરવાની ઇચ્છા થઇ તે બાબત પત્રવહે-વારમાં વ્યક્ત કરી. પરિણામ શું આવ્યું તે પત્રો વાંચવાથી સમજી શકાશે.]

# પત્ર પહેલો

લંડન તા. ૧૬-૨-૧૯૩૯

**શ્રી જયાલક્ષ્મી,**

છેલ્લા અઠવાડિયામાં તારો પત્ર ન આવ્યો. પત્ર ન મળ્યો એટલે જવાબ લખવાનો હોયજ શાનો ? છતાં પણ આજે આ એક અવનવીન પત્ર લખવો પડયો છે. હૃદયે લખવાની ફરજ પાડી છે એટલે નિરૂપાયે લખવોજ રહ્યો.

આજ સુધી મેં તને અનેક સાદા પત્રો લખ્યા અને તારી પાસેથી તેના ઘણા સરળ જવાબો પણ મેળવ્યા. અત્યાર સુધી તો આપણો પત્રવ્યવહાર નિર્દોષ અને સરળ હતો. આજે આ પત્ર હવે એ નિર્દોષતાનો અંત આણે છે અને જોખમદારી અને ફરજનું ભાન કરાવે છે. મારા પત્રનો તું ખુલ્લા હૃદયે નિર્દોષ અને નિખાલસ જવાબ આપીશ એ આશા અને વિશ્વાસે આજે એક ગહન વિષયનો ઉકેલ કરવા આ પત્ર લખવો પડયો છે.

પરમ દિવસે મારો જન્મ દિવસ હતો તે તો તને યાદ હશેજ! જન્મદિવસે મને મારા બાવીસમા વર્ષની જવાબદારીનો ખ્યાલ કરાવ્યો અને તેજ દિશા તરફ મારા નવીન વિચારો દોરાયા. જન્મદિવસની જયંતી ઉજવવાને બદલે હૃદયમાં કાંઇ નવુંજ મંથન શરૂ થયું. વિદ્વાનો, પંડિતો, સગાં અને સંબંધીઓ સર્વ વારંવાર કહ્યાજ કરે છેઃ ભણો અને ખૂબ જ્ઞાન મેળવો, વિદ્યા મેળવો અને હોંશિયાર થઈ નામ ઉજ્જ્વળ કરો. પણ મને સમજ પડતી નથી

કે ભણવું પણ કયાં સુધી ? દરેક ચીજની અમુક હદ નિર્માણ થએલી હોય છે. પણ જ્ઞાનની કે ભણવાની તો હદજ હોતી નથી. આખું જીવન ભણવામાં ગુમાવીએ તો પછી તેનો ઉપયોગ કયારે ? ને તે ન થઇ શકે તો પછી વખત ગુમાવવો પણ નિરર્થક છે. કહેવતમાં કહ્યું છે કે "બે માણસોએ વૃથા શ્રમ ઉઠાવ્યો છે: એક તો જેણે ધન એકત્ર કર્યું પરંતુ તેને ભોગવ્યું કે દાનમાં આપ્યું નથી તેણે; બીજો એ, કે જે ભણ્યો છે ખૂબ પણ જેણે ઉપયોગ કર્યો નથી. અનુભવ કર્યો નથી. અનુભવ મેળવ્યો નથી. આવા માણસો સોનાથી અને પુસ્તકોથી લાદેલા ખચ્ચર જેવા છે;" આવા વિચારોથી, આગળ ભણવાના વિચારો મંદ પડયા અને ખરૂં કહું તો ભણવાનો આમ કંટાળો આવ્યા પછી ભણવું એ નિરર્થક છે. તું પણ હવે તો જરૂર કંટાળી ગઇ હઇશ. પિતા પણ હવે વધુ ભણાવવાનો આગ્રહ કરે તેમ લાગતું નથી. અને ઇચ્છિત જ્ઞાન પૂરૂં કરવા માટે આ છેલ્લુંજ વર્ષ છે. એટલે આવતા વર્ષે હિંદમાં આવવા ધારૂં છું.

મારા ધારવા મુજબ હિંદમાં આવતાંની સાથે પ્રથમ પ્રશ્ન લગ્નનો ચર્ચાશે અને માતપિતાએ હેતથી જોડી રાખેલા બાલ્યવયના વિવાહને અમલમાં મૂકવા લગ્નની તૈયારીઓ થશે. આ વિષયની કલ્પના ઉત્પન્ન થતાં મેં તેના ઉપર ખૂબ વિચાર કર્યો. સ્વતંત્ર દેશના સ્વતંત્ર વિચારોના અનુભવ હોવાથી કોઇ પવિત્ર અને સ્વતંત્ર વિચારને અનુસરવા ઇચ્છા થઇ, અને તે બાબતના કેટલાક ગહન વિષયોમાં તારી સલાહ અને સંમતિની નૈતિક અને કાયદાની દષ્ટિએ ખાસ જરૂર જણાય છે. છેલ્લા દશ બાર વર્ષના આપણા દેશના સંસાર અને લગ્નના અનેક અવનવા પ્રસંગોનો અનુભવ સંભારતાં એવા અનિચ્છિત અને વિના સંમતિએ થએલા લગ્નના કંકાસ અને કલહ યાદ કરતાં દિલગીરી ઉત્પન્ન થાય છે. હું એવાં લગ્ન નથી ઇચ્છતો અને એવા સંસારમાં જોડાવું પણ મને

પસંદ નથી.

આ દેશ સ્વતંત્ર હોવા છતાં તેનાં વિલાસી વાતાવરણોમાં પણ મારા પવિત્ર વિચારોના પ્રતાપે પવિત્ર લગ્નમાં જોડાઇ નિર્મળ જીવન જીવવા મારી અભિલાષા છે. આ બધા માટે મારે સૌથી પહેલાં, તારા ઘડી રાખેલા મનોરથોનો ભોગ લેવો પડશે. તારી ઘડી રાખેલી અનેક ઇચ્છાઓનો નાશ કરવો પડશે, એટલે કે તને મારે વિવાહ સંબંધથી છૂટી કરવી પડશે. અને તારે મારી સાથેના વિવાહ સંબંધથી છૂટું પડવું પડશે. છતાં પણ સ્નેહી માણસો તરીકેનો આપણો સ્નેહ અને સંબંધ કાયમ રહેશે. તું આ કબુલ કરીશ ? મારૂં જીવન સ્વચ્છ કરવા તું તારી આશાઓ નષ્ટ કરી મારી અંતરઅભિલાષા પૂર્ણ કરીશ ? પ્રશ્ન વિકટ તો છે, પણ વિકટ પ્રશ્નને સરળ કરવો હોય, તો આત્મભોગ આપીને સરળ બનાવી શકાય છે. આશા અને સંપૂર્ણ ખાત્રીના મિલને આ માંગણી કરી શકાય છેઃ અને તે માંગણી સ્વીકારાશે એવી ધારણાથી આ પત્ર લખવાની હિંમત કરી છે.

મને વિવાહિત સંબંધમાંથી છૂટો કરી તું પોતે પણ છૂટી થઇ શકીશ. તું ભણેલી અને હોંશિયાર હોવાથી, આવા વડીલોએ બાંધેલાં બાલ્યવયનાં બંધનોને જરૂર ધિક્કારતી હઇશ. તને સાથે સાથે યોગ્ય પતિની પસંદગી કરવાની છૂટ મળશે. તેથીજ આ પત્ર આપણ બન્નેને લાભદાયી અને કલ્યાણકારી નીવડશે. એટલુંજ નહિ, પણ આ પત્ર એક સંબંધનો નાશ કરી અનેક ગણા પવિત્ર સંબંધના એક સ્મરણ તરીકે રહેશે.

તારા મનમાં સ્વભાવિક એક પ્રશ્ન ઉત્પન્ન થશે એવી કલ્પના થાય છે; અને તે એ કે હું તારી સાથેનો સંબંધ તોડી કોઇ વિલાયતની વિલાસી સ્ત્રીના પ્રેમમાં પડવાનો છું ? અથવા લગ્ન માટે કોઇ અન્ય પંખીડું તૈયાર કર્યું છે કે પછી ઇચ્છિત

પત્ની ન મળે તો કુંવારા રહેવાનો નિશ્ચય કર્યો છે? આ પ્રશ્નોનો અથવા કલ્પનાઓનો હું પહેલેથીજ આ પત્રમાં ખુલાસો લખી નાખું છું કે જેથી તને મારા સંબંધી વિવિધ કલ્પનાઓ કરી સંતોષ કે શોક કરવાનો પ્રસંગ ન આવે.

બ્રહ્મચારીઓની સંખ્યામાં મારા નામનો ઉમેરો કરવા હું ઇચ્છતો નથી. આખી જીંદગી પર્યંત બ્રહ્મચારી રહેવું એ કલ્પનાજ કેવળ નિર્બળ મનુષ્યોની છે. બ્રહ્મચારી એટલે આખી જીંદગી કુંવારાવસ્થામાં ગાળવી. કુંવારી જીંદગી ગાળવી એ નૈતિક તેમજ કુદરતી દૃષ્ટિએ પણ અન્યાય છે. જો પ્રભુ બ્રહ્મચારીઓથીજ રાજી રહેતા હોય તો જગતમાં સ્ત્રીની ઉત્પત્તિ કરવાની કાંઇજ જરૂર નહોતી. સૌંદર્ય ઉપભોગ માટે ન હોત તો કુદરત એની રચના કરત શું કામ? સ્નેહનાં ઝરણાં કોઇમાં ભળી જવા માટે ન હોત તો માનવ અંતરમાં કુદરત એને વહાવતજ શું કામ? જે જે કુદરતી છે તે તે સદા પવિત્ર છે. કુદરતે જે જે વસ્તુ એક એકના મિલન માટે ઉત્પન્ન કરી છે તેને જુદા પાડવાનો વિચાર કરવો એ દ્રોહ છે, એ પાપ છે અને તેથીજ હું તે ઇચ્છતો નથી.

વિલાયતની કોઇ વિલાસી સ્ત્રીના પ્રેમમાં પડવું અથવા તેની સાથે લગ્ન સંબંધથી જોડાવું એ ખરેખર વિલાયતના માણસોને અને વિલાયતમાં રહેનારનેજ પરવડે; જેઓને પ્રભુમાં શ્રદ્ધા નથી, જે ધર્મ અને નીતિમાં સમજતા નથી, પતિધર્મ અને સ્ત્રીધર્મનો જેમને ખ્યાલજ નથી. ફક્ત રંગમાં સફેદ હોય એવી એક અનાર્ય સ્ત્રી સાથે લગ્ન કરવું એ મારે માટે કેવળ અકલ્પનીય છે. એ લગ્ન હોતાં જ નથી, ફક્ત વિષયાદિ મોજશોખના પોષણાર્થે જેમ મનુષ્ય પોતાને મનપસંદ ખોરાક માટે વીશી પસંદ કરતો હોય તેવીજ રીતે એક જાતની ઇચ્છા પૂર્ણ કરવા ખાતર વીશીના ભાણા માફક સ્વચ્છંદ જ હોય છે. જેમ આપણે

વીશીનો ખોરાક ન ગમે, અથવા વીશી પસંદ ન આવે તેથી આપણે તેને બદલ્યા કરીએ, તેવીજ રીતે તેઓ પોતે પસંદ કરેલી અને પોતાની ઇચ્છિત સ્ત્રીઓને છૂટી કરી નવી મેળવી શકે છે. પ્રેમ એવી તો કોઈ વસ્તુ તેમના આ કહેવાતા લગ્નમાં હોતીજ નથી. તેઓ જેટલા તેમના પાળેલા કુતરાઓને સ્થાયી આશ્રય આપે છે. તેટલો પણ આશ્રય આ કહેવાતા લગ્નસંબંધથી જોડાએલી વિલાસની પુતળીરૂપી સ્ત્રીને આપતા નથી. જે ધર્મ, પ્રેમ, લાગણી અને સંબંધ આપણા હિંદમાં છે તેમાંનો અંશ પણ આ સુધરેલા કહેવાતા સ્વતંત્ર દેશમાં નથી હોતો. લગ્નના બદલે કેવળ દંભ, વિષયાભિલાષા અને ટાપટીપ જ રહેલી છે. જે પ્રેમ અને લગ્ન પ્રત્યે મને ધિક્કાર છે તે પ્રેમ અને લગ્નને હું પસંદ કરૂં એ કલ્પનાજ કેવળ અસહ્ય છે. એટલે વિલાયતના વિલાસી લગ્ન કે પ્રેમમાં જોડાવાની સ્વપ્ને પણ ઇચ્છા કે આશા સંભવિત નથી.

હવે રહ્યું આપણું હિંદુસ્તાન. આપણી જ્ઞાતિ, જાતિ અને ધર્મ. આમાંથીજ લગ્ન સાટે પસંદગી કરવી રહી; અર્થાત પ્રેમ મેળવવાનું હવે આજ સ્થળ રહ્યું. લગ્ન માટે પસંદગી હું તેનીજ કરવા ઇચ્છું છું કે જે આરોગ્ય ભોગવતી હોય, આરોગ્યના નિયમો જાણતી હોય, પવિત્રતા અને કોમળતાની મૂર્તિ હોય, ત્યાગ જેનો સ્વભાવ હોય, સહનશીલતા જેનું વ્રત હોય, અને પ્રેમ જેનું જીવન હોય, તેની હું શોધમાં રહીશ, અને જો તું મને હૃદયથી પરવાનગી આપીશ તો જરૂર તેવા સુખી લગ્નમાં જોડાઇ આનંદમય જીવન જીવવા પ્રયત્ન કરીશ.

સંસારમાં રહીને સ્વર્ગીય જીવન જીવવા માટે સદ્‌ગુણી સ્ત્રીમાં પ્રેમ, સૌંદર્ય, સ્મિત, વૈભવ, અને શાંતિની ખાસ જરૂર રહેલી છે. એટલે તેના પ્રથમ પગથીઆ રૂપ સ્ત્રીની પસંદગી કરવી જરૂરી

જણાવાથી મેં મારા સ્પષ્ટ વિચારો નિખાલસ હૃદયે આ પત્ર મારફતે લખી જણાવ્યા છે. સત્ય લાગે તે સ્વીકારજે, ભૂલ લાગે તે બતાવજે અને જવાબ સત્વર આપજે. પણ બધું નિર્મળ ચિત્તે અને નિખાલસ હૃદયે જરૂર.

પત્ર પૂર્ણ કર્યા પછી પ્રત્યુત્તરની આશા તો સ્વાભાવિક હોયજ.

લી૦ તમારો **શાંતિકુમાર**

---

## પત્ર બીજો

અમદાવાદ તા. ૧૨-૩-૩૯

**શ્રી શાન્તિકુમાર,**

વિ. આપનો તા. ૧-૧-૧૯૩૯નો પત્ર મળ્યો. નાતાલના તહેવારોમાં તમે અનેક જાણવા જેવી વસ્તુઓ જોઇ, તે સર્વ વિગત જાણી છે. વિલાયતના લોકોના ઉત્સાહ અને ઉદ્યમનાં તમો વખાણ કર્યાં તે જાણ્યાં. આપની તબિયત ખુશીમાં છે. તે જાણી આનંદ થયો છે. અત્રે અમે પણ સર્વ ખુશીમાં છીએ. જવાબ લખવામાં ઘણીજ ઢીલ થઇ છે તે બદલ ક્ષમા માંગું છું.

મારા છેલ્લા પત્રમાં લખ્યા મુજબ આપ જાણતા તો હશોજ કે હું સ્કુલનો અભ્યાસ મૂકી દઇ મહિલા મંડળમાં નૈતિક તેમજ વ્યવહારિક જ્ઞાન મેળવવા દાખલ થઇ છું. આજે લગભગ ચાર મહિના થઈ ગયા, તેમાં મને અનેક વિષયો જાણવાના મળ્યા. જે શિક્ષણ હું સ્કુલમાં ન મેળવી શકી, જે શિક્ષણ હું કુટુંબના માણસો પાસેથી ન લઇ શકી, જે શિક્ષણ લગ્ન પછી કદિ નહિ મળવાની ખાત્રી હતી તે શિક્ષણ મેં ટુંક મુદતમાં મંડળથી

મેળવ્યું છે તે આપને જણાવતાં મને ઘણોજ આનંદ થાય છે.

છેલ્લા ચાર દિવસોમાં અમારા મંડળમાં લગ્નબંધનનો વિષય ઘણોજ ચર્ચાયો. ઘણી તીખી મીઠી વાતો થઇ, ઘણી અંદર અંદર ચર્ચા થઇ. કેટલીક તો વાતોવાતોમાં ઘણી ઉશ્કેરાઇ ગઇ, અને ઘણી તો મારા વિચારનેજ મળતી થઇ. સદર ચર્ચા સાંભળવા પછી મારા હૃદયમાં લગન સંબંધી કાંઇક અવનવા વિચારો ઉત્પન્ન થયા, અને તે વિચારો આ પત્ર મારફતે આપની અનુમતિ મેળવવા લખ્યા છે, તે વાંચી વિચારી યોગ્ય સલાહ આપશો એવી આશા છે.

કાગળ લખતાં લખતાં કોણ જાણે હું લખતાં ભૂલીજ ગઇ ન હોઉં તેમ એક કાગળ લખ્યો, વાંચ્યો, બરાબર ન લાગ્યો અને ફાડી નાંખ્યો. ફરી બીજો લખ્યો, વાંચ્યો અને વિચાર બદલાયા કે આવો કાગળ ન લખાય. ફરી ફાડી નાંખ્યો. ત્રીજો કાગળ લખ્યો, વાંચ્યો અને ઘણીજ ભૂલો દેખાઇ, વિચાર કર્યો ને આંખે અંધારાં આવ્યાં. થોડોક વખત શાંત બેઠી, કાગળ ફાડી નાંખ્યો અને લખવાનો વિચાર માંડી વાળ્યો. પણ જીવને કાંઇ જંપ ન વળ્યો, માથું દુખવા માંડ્યું અને ગાંડા જેવી થઈ ગઇ. કોઇ દુશ્મન સાથે લડવા જવાનું હોય અને જેમ અનેક સામગ્રીઓ ભેગી કરવાની હોય તેમ પત્ર લખવાના ફરી ફરી વિચાર કર્યા અને માંડી વાળ્યા. છેવટે બધી હિંમત એકઠી કરી જેમ લખાય તેમ લખી વાંચ્યા વિનાજ ટપાલમાં શરનામું કરી નાંખી દેવાનો નિશ્ચય કરી આ કાગળ લખ્યો છે; તો ભૂલચૂક સુધારી વાંચશો એવી આશા છે.

હિંદુસ્તાનમાં અને તેમાંય ગુજરાતમાં, હિંદુ અને તેમાંય વણિક કોમમાં જન્મ લેવો એ ખાસ કરીને સ્ત્રીઓ માટે એક વેઠ સમાન છે. જન્મતાંની સાથેજ તેના શિરે શાપ અને શોકનાં મંડાણ શરૂ થાય છે. પતિને પરમેશ્વર માની તેની સેવાઓ કરી કરી મરતાં સુધી સ્ત્રી ગુલામ કે નોકર સમ ગણાય છે. જન્મતાં

માતપિતા તેને ઉપાધિરૂપ ગણે છે. પરણ્યા પછી પતિ પોતાની સેવા માટે ખરીદેલા પરાધીન પ્રાણી માફક ગણે છે અથવા પોતાના મોજશોખ પુરા કરનાર યંત્રની માફક ગણે છે. સાસુ તેને રસોઇ-યણ માફક ગણે છે, નણંદ નોકર સમ ગણે છે. આ રીતે સુધરેલા સંસારમાં સ્ત્રીઓ પ્રાણીની માફક પૂજાય છે. સ્ત્રીઓનું જીવન પારકાની સેવા અને પારકાના ઉપભોગ માટેજ ઘડાએલું ગણાય છે.

જ્યાં જીવન પોતાનું નથી ત્યાં હક્ક તો હોયજ શાના ? જ્યાં હક નથી ત્યાં સ્વતંત્રતાની કલ્પનાજ ક્યાંથી થાય ! જ્યાં સ્વતંત્રતા જેવું કાંઈ છેજ નહિ ત્યાં જીવન જીવવા પુરતુંજ ટકાવી રાખવું પડેને ? જે જીવન સ્વતંત્રપણે ન જીવી શકાય તેને જીવન માનીજ કેમ શકાય ? સ્ત્રીઓનું જીવન તે જીવન નથી, પણ ગુલા-મીનો અવતાર છે.

યુગયુગ થયા પૃથ્વીના પુરૂષો સ્ત્રીઓને ચિરંતન ગુલામીમાં રાખવાને અવનવી ખટપટો કરતા આવ્યા છે. સ્મૃતિકારોએ સ્ત્રીને માથે પતિને પરમેશ્વર કરીને થાપ્યો, નીતિશાસ્ત્રકારોએ સ્ત્રીને નર્કની ખાણ કહી, ધર્મશાસ્ત્રકારોએ તેને સન્માર્ગે ચાલતા ગરીબ બિચારા પુરૂષોને ચળાવનાર માયા માની, કાયદાએ પતિને પત્નીનો માલિક ઠરાવ્યો. આ જાળ એવી છે કે સ્ત્રીઓ કઇ જાતની જાળમાં ફસાઇ છે તે, તે બિચારીઓ પણ જાણતી નથી.

આ બધું તમને લખી જણાવવાનું કારણ એ છે કે મારૂં શિક્ષણ તેની સામે થવાનું કહે છે. મારૂં હૃદય આ વાતો માનવાની ચોકખી ના પાડે છે. મન ક્રાંતિ તરફ દોરાય છે અને સ્વતંત્ર જીવન જીવવાની અનેક કલ્પના થાય છે, પણ આખરે તો અમે સ્ત્રીઓજ. અમને બોલવાનોજ જ્યાં અધિકાર નહિ ત્યાં શું થઇ શકે ? ઘરની બહાર નીકળવું હોય ત્યારે પતિની પરવાનગી મેળ-વવી પડે અને બહાર જતાં મુખ ઢાંકવું પડે, મોઢું સંતાડી જગ-

તની લાજ કાઢવી પડે. સ્ત્રીઓ માટે આ ઓછી અધમ દશા છે? અબળાઓ બીજું શું કરી શકે? બહુ તો પોતે સ્વતંત્રતા ભોગવવા પ્રયત્ન કરે અને પ્રયત્નમાં નિષ્ફળ નીવડે તો રૂદનના આંસુ માર્ગે જીવનને વહાવી દે. આ સ્થિતિ જાણ્યા છતાં પણ તે સ્થિતિમાં પડવું અને જીવંત શરીર તેમજ હૃદયનો માલિક બીજાને બનાવી તેની જીવનભર સેવા કરવા પરતંત્રતાના પીંજરામાં પુરાવું એ ખરેખર મારે માટે વિષમ સ્થિતિ છે. એટલે કે વડીલોએ બાલ્યવયમાં આપણા બન્ને વચ્ચે આપણી અણસમજમાં જોડેલો વિવાહ સંબંધ આપણ બન્નેની સહમતિએ રદ્દ કરવો, અને મારે તમને સ્વતંત્રતા અર્પી ગમે તે અન્ય બાળાના માલિક થવાની છૂટ આપવી અને તમારે મને સ્વતંત્ર ને છૂટી કરવી.

જો કે આપણે જ્યાં સુધી લગ્ન સંબંધથી જોડાયાં નથી, ત્યાં સુધી આપણે બન્ને સૌ સૌના વિચાર પ્રમાણે વર્તવા સમર્થ છીએ; છતાં પણ વિવેક જો શોભા ગણાતી હોય તો નીતિ અને ન્યાયની ખાતર આપની સંમતિની રાહ જોવામાં મને ખાસ કાંઇ વાંધો નથી. આપ અત્યારે સ્વતંત્ર દેશમાં છો અને સુધારાના વિચારક છો એટલે મને સંપૂર્ણ ખાત્રી છે કે આપ જરૂર આ મારી અલ્પ માંગણી કબુલ કરશો.

હિંદુ સમાજમાં સ્ત્રીઓના ત્રાસની વિતક કથાઓ બહુ લાંબી છે. લખતાં ખુટે તેમ નથી. છતાં પણ સાંભળવાની કે વાંચવાની ઉદારતા હશે તો લખતીજ રહીશ. પુરૂષ પ્રેમ અને લગ્નનાં વખાણ ફક્ત સ્વાર્થ પૂરતાંજ કરે છે. પ્રેમ એ પુરૂષોની જીંદગીનો એક પ્રશ્ન છે, જ્યારે સ્ત્રીઓનો તો તે આખો ઇતિહાસ છે. પુરૂષના જીવનમાં પ્રેમ એક નોખી વસ્તુ છે, જ્યારે સ્ત્રીનું તો તે તમામ અસ્તિત્વ છે. આમ પ્રેમની વ્યાખ્યા તો ઘણી વિશાળ અને ન્યાયી છે. પણ જ્યાં સ્વાર્થ પ્રેમની સામે નડતો હોય ત્યાં દોષ કોને દેવો?

ક્યાં તો પુરૂષો પોતાના સ્વાર્થનું બલિદાન આપી સમવૃત્તિ રાખતાં શીખે કે સ્ત્રીઓ પોતાનું જીવન ક્ષણિક મોજશોખને વશ કરી પુરૂષોની ગુલામીનો સ્વીકાર કરે. બાકી સાચો પ્રેમ કદિ સ્વાર્થ સાથે જોડાઇ શકે નહિ. તેમજ સ્વતંત્રતા અને ગુલામગીરીનો સંબંધ કદિ જોડાઇ શકે નહિ. લખવાનું ઘણું બાકી છે. પણ ચિત્ત અસ્વસ્થ છે તો આટલેથીજ સંતોષ માનજો. ફરી આપનો જવાબ મળ્યા પછી પુરૂષોનાં પરાક્રમોનો ઇતિહાસ ભેગો કરી આપને લખી જણાવીશ. અને જ્યાં સુધી મને ખાત્રી નહિ થાય કે પુરૂષો સ્વાર્થી નથી પણ નિર્દોષ પ્રેમી છે, ગુલામીપ્રિય નથી પણ સ્વતંત્રતા પ્રિય છે, ત્યાં સુધી લગ્ન સંબંધનો વિચાર સુદ્ધાં પણ કરીશ નહિ, ભલે પછી મારી ગણત્રી સરસ્વતી સાથે થાય.

ક્ષણિક મોજશોખ ખાતર, સ્વાર્થમય પ્રેમ ખાતર જીવનનું બલિદાન આપવું, સ્વતંત્રતા ગુમાવવી, તેના કરતાં ભક્તિમય જીવન ગાળવું એ હજાર દરજ્જે સારૂં છે. પત્ર અસ્વસ્થ ચિત્તે લખેલો છે. તો એમાં ઉપેક્ષા અને અસ્નેહ દેખાય તો ક્ષમા કરજો. હાલ એજ.

લી.

**જયાલક્ષ્મીના પ્રણામ**



## પત્ર ત્રીજો

લંડન તા. ૫-૪-૧૯૩૯

**શ્રી જયાલક્ષ્મી,**

વિ. તારો તા. ૧૨-૩-૩૯નો પત્ર મળ્યો. વાંચી અજાયબ થયો. શિકારી હરણનો શિકાર કરે તે પહેલાં પોતેજ સિંહનો શિકાર

થઇ જાય અને આશ્ચર્ય સાથે અજાયબી પામે તેવીજ મારી સ્થિતિ થઈ. પત્ર વાંચી અચંબો થયો.

છેલ્લાં બે અઠવાડિયાંથી દર મેઇલે મારા તા. ૧૬–૨–૩૯ના પત્રનો તારા તરફથી જવાબ મેળવવાની આશામાં હતો. પણ "મનુષ્ય ધારે છે કાંઇ..." એ કહેવતને અનુસરીને જવાબ મેળવવાની આશા તો દૂર રહી, પણ જે પ્રશ્નનો હું તારી પાસે જવાબ માંગતો હતો તેજ પ્રશ્નનો મારે તને પહેલો જવાબ આપવો પડશે. ખેર, જવાબ તો હું આપીશ. પણ મને સમજ નથી પડતી કે મારો તા. ૧૬–૨–૩૯નો પત્ર મોડામાં મોડો તા. ૯–૩–૩૯ના રોજ મળવો જોઇએ. છતાં તારા તા. ૧૨–૩–૩૯ના કાગળમાં તારા લખાણ ઉપરથી એમ સ્પષ્ટ દેખાય છે કે તે કાગળ તને મળ્યો નથી.

પહેલો પ્રશ્ન તો એ થાય છે કે એ પત્ર ગયો ક્યાં? તને કેમ ન મળ્યો? કલ્પનાના અનેક તરંગો દોડાવવાથી ત્રણ મુદ્દા ઉત્પન્ન થાય છેઃ (૧) પત્ર તારા મકાનમાં આવ્યો હોય અને મશ્કરી ખાતર જાણી જોઇને કે અજાણતાં, કોઇએ વાંચ્યો હોય, લીધો હોય અથવા દબાવી રાખી નાશ કર્યો હોય કે તને ન મળવા દઈ ગુપ્ત રીતે રાખી મૂક્યો હોય; (૨) પત્ર તને મળ્યો હોય અને તેંજ જાણીજોઇને ન મળ્યા જેવો ડોળ કરી દબાવી રાખ્યો હોય અને જે પ્રશ્નનો ખુલાસો મેં તારી પાસે માંગ્યો છે તેનો ખુલાસો મારીજ પાસે માંગવાની યુક્તિ રચાઈ હોય. (૩) ટપાલ ખાતાની સામે હંમેશની જ ફરિયાદ છે કે પુરૂષો કરતાં સ્રી-ઓના શરનામાવાળા કાગળો ગુમ થાય છે અથવા વિશેષ પ્રમાણમાં ગેરવલ્લે જાય છે. ત્રણેમાંથી કઇ રીતે કાગળ ગુમ થયો છે તે અહીં બેઠાં બેઠાં નક્કી કરવું મુશ્કેલ છે. અને તેથીજ તે શોધી કાઢવાનું કામ હું તનેજ સોંપું છું. તું ચોક્કસ આ કાર્ય પૂર્ણ કરી વળતી ટપાલે ચોરને શોધી આપીશ. મને તો દૃઢ આશા છે કે ચોરને

શોધનાર પોતેજ કદાચ ચોર ન હોય, અથવા આ પત્ર મળ્યા પહેલાં તે પત્ર તને મળી ગયો પણ હોય. ખુલાસો લખજે.

હવે તારા પત્રનો જવાબ લખું છું. મહિલા મંડળમાં તું જોડાઈ તે હું જાણું છું. પણ તારૂં મહિલા મંડળ આટલું બધું બીકણ અને અજ્ઞાન છે તે તો મેં આજેજ તારા પત્રના લખાણ ઉપરથી જાણ્યું. પત્ર તો તેં સારો લખ્યો છે. ભાષા સુંદર છે. ઘણી મહેનતે પણ તેં આટલો લાંબો પત્ર લખી હૃદયભાવ જણાવ્યા છે, જે ખરેખર પ્રશંસનીય છે. પણ તારા વિચારોમાં અશ્રદ્ધા જણાય છે તેમજ ઉદ્યમનો પણ અભાવ જણાય છે.

હિંદુ સંસારમાં સ્ત્રીઓનું જે સ્થાન તું હલકું ગણે છે તે માની લઇએ. પણ તેનું કારણ શું છે તે તેં શોધ્યું જણાતું નથી. જો પ્રથમથીજ સ્ત્રીઓ અભણ ન રહી હોત તો તેનું આ પરિણામ આજે ન હોત. જેટલા પ્રમાણમાં જ્ઞાન ઓછું તેટલા પ્રમાણમાં સ્વતંત્રતા ઓછી હોય એ સ્વાભાવિક છે. હિંદુ સંસારમાં સ્ત્રી તરીકે જન્મવું તે વેઠ સમાન છે એ સાચું નથી. કેટલાક દાખલામાં કદાચ હશે. પરંતુ હિંદુ સંસારમાં સ્ત્રીઓએ અભણ રહેવું એજ સ્ત્રીઓ અને પુરૂષો બન્ને માટે વેઠ સમાન છે; અને તેને દૂર કરવા માટે તમારા જેવા ભણેલાંઓએ તો દાખલો બેસાડવા ખાતર અને ભવિષ્યની બહેનોને સરળ માર્ગ કરી આપવા ખાતર બલિદાન આપવું જોઇએ. અર્થાત પરણીને સુખી થવા અને સુખી કરવાના દરેક પ્રયત્નોને અમલમાં મૂકીને પુરૂષોને તેનો દાખલો લેતા કરવા અને સ્ત્રીઓને અનુકરણ કરતાં શીખવવું જોઇએ. તેને બદલે તમે ભીરૂતા દાખવી છે.

પતિઓ સ્ત્રીઓને બહુધા માન આપતા નથી, સુખ આપતા નથી, સ્વતંત્રતા આપતા નથી માટે પરણવું નહિ. શું આથી પુરૂષો સુધરી જશે? પુરૂષો બધી સત્તા અને સ્વતંત્રતા સ્ત્રીઓને

આપી દેશે ? બીજી સ્ત્રીઓ તમારૂં અનુકરણ કરશે ? કદિ નહિ.

ખરો માર્ગ એ છે કે દુઃખ જોઇને ડરી જવું ન જોઇએ. ભણતાં આવડતું ન હોય એટલે નિશાળે નહિ જતાં ઘરમાં બેસી રહેવું જોઇએ એમ નહિ, પણ નિશાળે જવુંજ જોઇએ. પડી જવાતું હોય એટલે ચાલતાં ન શીખવું જોઇએ એમ નહિ, પણ પડતાં પડતાં પણ ચાલતાં શીખવું જોઇએ. એ પ્રમાણે જે જે વસ્તુ આપણને દેખીતી રીતે અઘરી લાગતી હોય તેને છોડી નહિ દેતાં ઉદ્યમ કરી તેને વળગતાંજ રહેવું જોઇએ.

જેમ વરસાદથી બચવા માટે આકાશને વોટરપ્રુફ કપડું ઓઢાડી શકાતું નથી. પણ આપણા માથા પરજ છત્રી રાખવી પડે છે. કાંટાથી રક્ષણ કરવાને જેમ આખી પૃથ્વીને ચામડે મઢી દેવાતી નથી પણ આપણા પગેજ જોડા પહેરવા પડે છે, ચોરથી દ્રવ્યનું રક્ષણ કરવાને માટે જેમ આપણે ચોરને તીજોરીમાં પુરી રાખતા નથી પણ દ્રવ્યનેજ પુરી રાખવું પડે છે; તેમ પતિની પરતંત્રતાથી બચવા માટે લગ્ન બંધ કરી શકાય નહિ, પણ આપણેજ આપણા સદ્‌ગુણથી પતિ પાસેથી સ્વતંત્રતા મેળવવી જોઇએ. પારકાનોજ ફક્ત વાંક કાઢીને ઘરમાં બેસી રહીએ એ કેવળ અજ્ઞાન છે. બીજાના અવગુણ શોધી તેને દૂર કરવાનો વ્યવસ્થિત માર્ગ છોડી દઇ નાસી જવું એ શું ભણેલાઓનું કર્તવ્ય છે ?

વિધિથી ડરનાર અને શુભાશુભ પરિણામના વિચારમાં ગરકાવ થનાર શરૂઆતમાં નિરાશા અનુભવી આખરે નિષ્ફળતા અને શોકના ભાગીદાર થાય છે. પૂર્ણ ઇચ્છાથી પ્રયત્ન કરી નિશ્ચય અને આત્મશ્રદ્ધા સાથે ભાવમય આશામાં આગળ ધપ્યા ગયેજ કોઇ પણ કામમાં વિજય મળે છે. પરાજયની બીકે પ્રયત્ન છોડી દેવો, ઉત્સાહ મૂકી દેવો એ બધાં આળસનાં ચિન્હ છે.

વિવાહ સંબંધથી છૂટા થવા માટે તારા કરતાં હું અનેક

ગણો અધીરો છું અને તેની ખાત્રી માટે મેં સૌથી પહેલાં કાગળ લખ્યો છે, તે વાંચતાં સમજાશે. છતાં પણ જો ફક્ત તું આ તારા વિચારનેજ વળગી રહેવા માંગતી હોય તો ત્યાં સુધી હું તને છુટી નહિ કરી શકું. તારા વિચારો સુધરશે અને જ્યારે તું કબુલ કરીશ કે મારા વિચારો ખરા છે, લગ્ન આદરણીય છે, ત્યારે જરૂર હું તને સ્વતંત્ર કરીશ. તેં તારા પત્રમાં પુરૂષોને અને પ્રેમને ઘણાજ તીવ્ર શબ્દોમાં ઠપકા રૂપે ચીતર્યા છે એટલે તેનો તો જવાબ આપવોજ રહ્યો. પુરૂષોને તું ધિક્કારે છે પણ પુરૂષોજ સ્ત્રીનું જીવન છે. પુરૂષો વિના સ્ત્રીઓનો ઉદ્ધાર નથી. પુરૂષ વિના સ્ત્રીનો સંસાર સુનો છે. પુરુષવિના સ્ત્રીનું જીવન કંટકમય છે. પુરૂષોમાંજ સ્ત્રીની ઉન્નતિ સમાએલી છે. જીવનને ઉજ્જવળ બનાવવું, આનંદમય સંસારનો અનુભવ કરવો, પ્રેમમય જીવન જીવવું એ બધું એકલી સ્ત્રીઓથી કે પુરૂષોથી બની શકતું નથી. દંપતીજીવનજ બધું કરી શકે છે. પુરૂષોની કહેવાતી બીકે કે ત્રાસે સ્ત્રીઓએ ડરી જવું અને આખી જીંદગી કૌમાર્યવ્રતમાં રહેવું એ નિર્બળતાની ચોકખી નિશાની છે. એકાંતમાં રહેવું કે એકાંત જીવન ગુજારવું એનું નામ સ્વતંત્રતા નથી, તેમ પરતંત્રતાની બીકે બી જઇ નાસી જવું એ પણ સ્વતંત્રતા નથી. પુરૂષોને ગમે તેટલા હલકા સાંભળ્યા હોય, વાંચ્યા હોય, અનુભવે જોયા હોય, છતાં પણ એક વાત ચોક્કસ છે કે પુરૂષ એજ સ્ત્રીનો પતિ છે, સ્ત્રી કદિ પણ પુરૂષની પતિ થવાની નથી. તો પછી પુરૂષથી દૂર ભાગવું એનું નામ સ્વતંત્રતા નથી, પણ પુરૂષની સાથે જીવન જોડી સ્વતંત્રતા શું ચીજ છે તે પુરૂષને સમજાવી તે મેળવવી તેનું નામ બહાદુરી છે, તેનું નામ ખરી સ્વતંત્રતા છે. બાકી પુરૂષો આવા છે, તેવા છે, એમ કહેવાથી પુરૂષો તમને સ્વતંત્રતા આપી દે એ અકલ્પ્ય છે.

તમે લખો છો કે પુરૂષો સ્વાર્થી છે અને તે હું માની લઉં

છું કે સ્વાર્થી હમેશજ અને તે જરૂર છે. સંસારજ સ્વાર્થમય છે. સ્વાર્થ વિના સંસાર શક્ય નથી. સ્વાર્થ વિના જગતમાં રહી શકાયજ નહિ. પળે ને પળે સ્વાર્થ તો રહેલોજ છે. નાનીથી મોટી દરેક વસ્તુ પાછળ સ્વાર્થ તો રહેલોજ છે. કાગળ લખવામાં પણ સ્વાર્થ સમાએલો છે. બોલવામાં, ચાલવામાં, પીવામાં, ખાવામાં, દરેકમાં સ્વાર્થ તો રહેલોજ છે. સ્વાર્થ સિવાયની કોઇ વસ્તુજ નથી. અલબત્ત, સ્વાર્થ એવો હોવો જોઇએ કે જે બીજાને નુકસાનકર્તા ન હોય. સ્વાર્થના પડછાયા નીચે કોઇનું પણ અનિષ્ટ ન થવું જોઇએ.

બાકી જગત છે ત્યાં સ્વાર્થ છે, અને સ્વાર્થ છે ત્યાંજ પરમાર્થ પણ રહેલો છે; એટલે સ્વાર્થી પુરૂષોજ હોય છે એવું કાંઇ નથી. સ્ત્રીમાં પણ સ્વાર્થ સમાએલો છે. જ્યાં સુધી સંસારમાં રહેલા છે ત્યાં સુધી સ્વાર્થનો અંશ તો રહેવાનોજ. પણ પરમાર્થના અધિકારથી સ્વાર્થ બને તેટલો ઓછો કરવો એ સંભવિત છે. બાકી પુરૂષો સ્વાર્થી છે અને સ્ત્રીઓ પરમાર્થી છે એ તો કેવળ અહંકાર છે.

"પુરૂષોએ પ્રેમનાં વખાણ ફક્ત પોતાના સ્વાર્થ પૂરતાંજ કર્યાં છે." એ તમારો આક્ષેપ બીલકુલ અક્ષમ્ય છે. પ્રેમ અને સ્વાર્થ એ બે શબ્દોજ એક એકના વિરોધી છે. જ્યાં સાચો પ્રેમ હોય છે ત્યાં સ્વાર્થને સ્થાનજ હોતું નથી. જ્યાં સ્વાર્થ હોય ત્યાં સાચો પ્રેમ ટકી શકતોજ નથી. પ્રેમ સેવાનો માર્ગ બતાવે છે, ગુલામીનો નહિ. પ્રેમ નમ્ર બનાવે છે, દીન નહિ. પ્રેમ સહનશીલ બનાવે છે, અધીર નહિ. પ્રેમ રસપાન કરે છે, રસભંગ નહિ.

દંપતી જીવન પણ પ્રેમ જીવન છે. પ્રેમજ તેનો આધાર છે. પ્રેમ પોતાની ચિંતા ભૂલી જાય છે ને પ્રિયજનની ખાતર હોમાઈ જવામાં જીવનસાફલ્ય સમજે છે. પ્રેમ અજાણમાં થએલા ગંભીર અપરાધો—ઝેરો પી જાય છે. પરંતુ ઇરાદાપૂર્વક થએલી સાધારણ ભૂલોને સહન કરી શકતો નથી. પ્રેમ પ્રભાતના કિરણની માફક જેના

પર પડે છે તેને જ્યોતિર્મય બનાવે છે, ગંગાજળની પેઠે પવિત્રતા અર્પે છે. દેવતાના વરદાન સમ એ પ્રેમ જેના ઉપર વરસે છે તેનું નસીબજ ફરી જાય છે. પ્રેમ શાંત, સ્થિર અને આનંદમય છે. કેમકે તે સ્વાર્થત્યાગનું રૂપાંતર છે. દુનિયાના તંત્રમાં હજારો ફેરફાર થયા છે, થાય છે અને થશે. માત્ર એક વાત અમર રહેવાની. સ્ત્રી, પુરૂષ અને પ્રેમ. આખી દુનિયામાં દરેકે દરેક માણસ એક બીજાનાં ગળાં કાપવા તૈયાર થાય ત્યારે પણ પ્રેમનાં આંસુ તો હાજર હશેજ. આમ પ્રેમનો અર્થ ઘણો સીધો અને સરળ છે.

હું ધારૂં છું કે તું જરૂર સમજી હશેજ કે પ્રેમ તો નિર્મળ છે, નિઃસ્વાર્થી છે. પ્રેમ અને સ્વાર્થને હજારો ગાઉનું છેટું છે અને જ્યારે એ પ્રેમનું પુરૂં ભાન થશે ત્યારે જીવન કાંઇ અલૌકિક લાગશે.

પત્ર ધાર્યા કરતાં ઘણોજ લાંબો થઈ ગયો છે. એટલે કદાચ વાંચતાં કંટાળી જાઓ એ બીકે હાલ તો આટલેથીજ આ પત્ર પૂર્ણ કરૂં છું. વિશેષ તારા જવાબ પછી.

આશા રાખું છું કે આ પત્ર તારા વિચારો બદલવા સમર્થ નીવડશે અને પૂર્ણાહુતિમાં પ્રેમભાવે કથેલું કથન પ્રેમભાવે ઝીલાશે એ ઇચ્છા સાથે વિરમું છું. હાલ એજ. છું ખુશ અને રહેજે ખુશીમાં.

લી૦ તમારો

શાંતિકુમાર



## પત્ર ચોથો

અમદાવાદ તા. ૨૯-૪-૧૯૩૯

**શ્રી શાંતિકુમાર,**

વિ. આપનો તા. ૧૬-૨-૩૯નો કાગળ મળ્યો હતો તે પછીનો આપણો પત્રવહેવાર ચાલુ છે અને તે પત્રના બધા વિષયો ચર્ચાઇ ગયા છે. એટલે તે પત્રનો ઉત્તર આપવાની કાંઇ જરૂર જણાતી નથી. મારા તારીખ ૧૨-૩ ૩૯ના પત્રનો જવાબ આપના તા. ૫-૪-૩૯ના કાગળથી મળ્યો છે તેનો જવાબ નીચે મુજબ જાણી લેશો.

આપના કાગળના પહેલા ત્રણ પેરેગ્રાફ આપનો કાગળ ન મળવાના સંબંધમાં લખાએલા છે. જ્યારે તે કાગળ મને મળી ગયો છે તે શરૂઆતમાં લખેલું છે. એટલે તેનો જવાબ આપવો જરૂરી નથી; તેમજ તે બાબતનું લખાણ અસ્થાને છે એટલે લખી શકતી નથી.

અમારા મહિલા મંડળને આપે બે મોટાં વિશેષણ "બીકણ ને અજ્ઞાન"નાં આપ્યાં છે તે ખરેખર ઘણાંજ ઓછાં છે. મહિલા મંડળને જો કોઇ સ્ત્રીએ વિશેષણ આપ્યાં હોત તો દુઃખ પણ થાત અને સચોટ જવાબ પણ આપત. પણ મહિલા મંડળ તો શરૂઆતથીજ પુરૂષો તરફથી અનેક વિશેષણો મેળવવાને ભાગ્યશાળી નીવડયું છે. કારણ એકજ છે કે મહિલા મંડળ પુરૂષોને તેના અસલ સ્વરૂપમાં બહાર લાવે છે અને પુરૂષોના યુગ યુગથી ચાલતા આવતા દુર્ગુણો સામે બંડ ઉઠાવવાનું સ્ત્રીઓને સમજાવે છે, એટલે એ સ્વાભાવિક છે કે પુરૂષો મહિલા મંડળને વિશેષણો જરૂર આપ્યાજ કરવાના અને અમે તેને સહર્ષ સ્વીકારવાના.

આવાં અનેક વિશેષણોથી ભરપૂર આપનો ચાર પાનાંનો પત્ર કુદરતી રીતે ચાર પાનાંનો જવાબ માંગે છે અને ઘણાં વર્ષોથી

ભરી રાખેલો હૃદયનો ઉભરો ખાલી કરવાની તક આપે છે એટલે મારે એ તક વધાવી લેવીજ રહી.

આપ લખો છો કે "હિંદુ સંસારમાં સ્ત્રીઓનું સ્થાન હલકું છે તેનું કારણ સ્ત્રીઓની અભણતા છે. અને જેટલા પ્રમાણમાં અભણ તેટલા પ્રમાણમાં તે પરતંત્રતા ભોગવે તે સ્વાભાવિક છે." હું નહોતી ધારતી કે સુધરેલા દેશમાં રહેવા છતાં તમે હજુ સુધર્યા વગરના રહ્યા હશો. પણ આજ એ મારી ધારણા ખોટી પડી છે. તમે પણ હજુ જૂના વિચારવાળા છો. સ્ત્રીઓની અભણતાને તમે આગળ ધરો છો તે વાત કેટલેક અંશે સાચી છે. પણ સ્ત્રીઓ અભણ શાથી રહી તે તમે શોધ્યું છે? સ્ત્રીઓને અભણ રાખનાર કોણ એ તમે તપાસ્યું છે? અભણતાનું મુખ્ય કારણ શું તેનો કદિ વિચાર કર્યો છે? જન્મથીજ સ્ત્રીઓને પરતંત્ર રાખનાર કોણ? પરતંત્રતામાં જ્ઞાનનું શિક્ષણ કેવું? સ્ત્રીઓને જન્મથીજ પરતંત્ર રાખનાર પુરૂષો પોતેજ સ્ત્રીઓના અભણતા અને અજ્ઞાન માટે જવાબદાર નથી? સિંહણને પીંજરામાં પુર્યા પછી તેને કહેવું કે તારામાં બળ હોય તો બતાવ; ને બળ ન બતાવી શકે તો હંમેશને માટે પિંજરમાં પૂરાઇ રહે. આ ન્યાય છે?

તેવીજ રીતે સ્ત્રીઓથી પૂછયા સિવાય બહાર ન જવાય, ઉંમર લાયક થઈ માટે વધુ અભ્યાસ ન થાય! અમે કહીએ તેટલુંજ ભણાય, અમારા મનનું ધાર્યું થાય, ભણાવવું હોય ત્યાં સુધીજ ભણાવીએ, ઘરમાં પૂરી રાખવી હોય તો મરજી ફાવે ત્યાં સુધી પૂરી રાખીએ અને પછી પૂછીએ કે તમે કેમ અભણ રહ્યા, એ શું નીતિ છે? મજુર દારૂ પીવા દોડે તે અનીતિ નથી. પણ એને દારૂ પીતો કરી મૂકનાર શેઠજ દારૂડીઓ અથવા કલાલ કહેવાય; તેજ પ્રમાણે સ્ત્રીઓ અભણ છે છતાં તેને સ્વતંત્રતા આપવી એ અનીતિ નથી. પણ સ્ત્રીઓને અભણ રાખી તેના ઉપર હુકમ ચલાવી પરતંત્ર રાખવી

એ અનીતિ છે. મનુષ્ય પોતે જ્ઞાની થાય તે શું અજ્ઞાની, અભણ ઉપર હુકમ ચલાવવા માટે? ખરૂં જ્ઞાન અને ખરૂં ભણતર તો એ છે કે પોતે ભણેલા અને અભણ બન્ને ઉપર સમદૃષ્ટિ રાખે, સરખી સ્વતંત્રતા આપે અને સરખા મનુષ્ય તરીકે ગણે. એટલુંજ નહિ પણ અભણને જ્ઞાન આપવું એ ભણેલાઓનું કર્તવ્ય છે. અભણ માણસો ઉપર ઘૃણા કરવી એનું નામ જ્ઞાન નથી, જ્ઞાનનું અજીરણ છે.

વિવાહિત સંબંધથી છૂટા થતાં પહેલાં તમે મારા આ વિચાર ન ફેરવો અથવા ફેરવી શકવાનું ન કબુલ કરો ત્યાં સુધી હું છૂટી થવાનું મુલ્તવી રાખીશ. અને જ્યાં સુધી હું છૂટી નહિ થાઉં ત્યાં સુધી તમે પણ મારાથી છૂટા થવાની ઇચ્છા રાખો છો તે પણ અસાધ્ય છે એમ માનજો.

પુરૂષોના કહેવાતા આ સંસારમાં સ્ત્રી એ ઘરની ગુલામડી અને ચાકરડી મનાય છે. જેને ઘરના ઉજાસવાળા ભાગમાં આવવાની કે ઉઘાડા મોંએ ઉચ્ચ સ્વરે બોલવાની પણ સમાજ મનાઇ કરે છે, જે વયે સુધરેલા દેશો–યુરોપ અમેરિકામાં બાળાઓ શાળામાં કલ્લોલ કરતી હોય છે, કસરત દ્વારા તેમનાં શરીર સુદૃઢ કરતી હોય છે તે વયે હિંદુ સ્ત્રી બાળકોની જનેતા બની હોય છે અને બીમારીમાં સડતી હોય છે. સ્ત્રીઓ માટે લજ્જા એ ઇચ્છનીય સદ્‌ગુણ છે. પણ બેહદ નિરાધારી અને બેસુમાર પરાધીનતા એ સ્ત્રી અને પુરૂષ બન્નેનાં મહાપાતક છે.

સ્ત્રીની પસંદગી કરતી વખતે પુરૂષો સ્ત્રીનું આરોગ્ય તપાસે, સૌંદર્ય જુએ, કેળવણીની પરીક્ષા લે; પણ સ્ત્રીનું જીવન ખરીદ્યા પછી અને તેની સાથે આખી જીંદગી ગુજારવાની હોવા છતાં પુરૂષોએ કદિ સ્ત્રીનું આરોગ્ય, સૌંદર્ય અને કેળવણી જારી રહે, કાયમ રહે તેની તપાસ કરી છે? કદિય પ્રયત્ન કર્યો છે? આરોગ્ય

વધારવાનું તો બાજુએ રહ્યું પણ આરોગ્ય સચવાય તે ઉપર પણ કદિ ધ્યાન આપ્યું છે? સૌંદર્યના શોખીનોએ કદિ સૌંદર્ય વધારવા પ્રયત્ન કર્યો છે? કેળવણીના ઉત્સાહીઓએ કદિ કેળવણી વધારવા પુસ્તકો અને છાપાંઓ વાંચવા આપ્યાં છે? વાંચવાનો ટાઇમ પણ કદિ આપ્યો છે? પુરૂષોએ કદિ પોતાની સ્ત્રીને સ્વતંત્રતા આપી છે? ફક્ત આપ્યું છે પુરૂષોએ, સેવા બજાવવાનું, હુકમોને અનુસરવાનું, રસોઈ ને ઘરકામ કરવાનું; ઘરમાંજ રહેવાનું, માસિક અથવા વાર્ષિક માર, ગાળ કે તકરાર કરવાનું. આથી પુરૂષોએ કાંઈ વિશેષ આપ્યું નથી. લગ્ન થયાં પહેલાં સ્ત્રીનું બદન, અવયવો, સૌંદર્ય અને જે ઉત્સાહ હોય છે તે લગ્ન પછીનાં બે ચાર વર્ષમાંજ બદલાઇ જાય છે. પરણતી વખતની પુષ્ટ, ખીલેલા પુષ્પ સમાન કન્યા પાંચ વર્ષમાં રોગીણી અને મુડદાલ સરખી બની જાય છે.

સ્ત્રી જાતિનો સ્વભાવ સહનશીલ હોવાથી અનેક વ્યાધિઓ થઇ ક્ષયનું સ્વરૂપ પકડે ત્યાં સુધી તે કષ્ટ પ્રકટ કરતી નથી. કેટલીક નાજુક સ્ત્રીનું શરીર પુરૂષોની મૂર્ખતાને લઇનેજ નાશ પામે છે.

ગુલાબ અને કાંટાઓમાં કેટલું બધું અંતર છે? જો કે તે બન્ને એકજ રોપામાંથી ઉછરેલાં છે. અને બન્ને એકજ કામને માટે અને ઉત્પાદક રોપાના જીવનને સંપૂર્ણ બનાવવા માટે નિર્માયાં છે. એકજ પ્રભુએ બન્ને સરજેલાં છે. અને બન્ને એકજ રચનામાં સારૂં તેમજ માઠું ફળ છે, છતાં ગુલાબ પોતાની ખુશબોથી મગજતર કરે છે ત્યારે કાંટાઓ દારૂણ દુઃખ આપે છે. તેજ પ્રમાણે પુરૂષ અને સ્ત્રીમાં કેટલું બધું અંતર છે? બન્ને માતાના ઉદરમાંથી જન્મેલાં છે અને બન્નેને એકજ ધ્યેયને માટે માતા પિતાએ જીવનને સંપૂર્ણ બનાવવા એકજ જાતના ખોરાકથી ઉછેરી મોટાં કર્યાં છે. એકજ પ્રભુએ બન્નેને સાથે અને સરખા રહેવા માટે સરજેલાં છે. ગુલાબ રૂપી સ્ત્રી પોતાની સહનશીલતાથી,

સ્મિતથી, સેવાથી અને સૌંદર્યથી પુરૂષોને શાંત અને આનંદ અર્પે છે. જ્યારે કાંટારૂપી પુરૂષો હંમેશા સ્ત્રીઓને પરતંત્ર રાખી તેના ઉપર હુકમો બજાવી સેવા અને ચાકરીજ માંગે છે.

કોયલ ખુલ્લે સ્વરે અને સ્વતંત્રપણે ટહુકે અને કોયલપ્રિય રસજ્ઞો એના ટહુકા છેટે રહીને સાંભળે એમાં જે મઝા છે, જે આનંદ છે, જે પવિત્ર ભાવ છે તે કોયલને કબજે કરવામાં કે તેને હેરાન કરવામાં નથી. તેજ પ્રમાણે સ્ત્રી ખુલ્લા હૃદયે અને સ્વતંત્રપણે જે સેવા અર્પે, સ્નેહ અને આનંદ અર્પે તે પત્નીપ્રિય પુરૂષો એની સેવા, સ્નેહ અને આનંદ એને સ્વતંત્ર રાખી મેળવે એમાં જે મઝા છે, જે શાંતિ છે, જે પવિત્ર ભાવ છે તે સ્ત્રીને કબજે કરવામાં, તેને પરતંત્ર રાખવામાં કે તેને કચરી નાંખવામાં નથી.

પુરૂષોના પ્રેમના દાખલા તો જુઓ. પ્રેમનો અર્થ તો વિશાળ થાય છે. પણ અમલ કેવો થાય છે? સ્ત્રીઓને કામ પ્રસંગે બોલાવવા માટે પુરૂષો જે પ્રેમવચન ઉચ્ચારે છે તેનાં નામ જોવા હોય તો આ રહ્યાં, અનેકમાંથી થોડા નમુના, "એય," "અલી એય," "શું કીધું?" "સાંભળે છ કે?" "કયાં સાંભળે છે?" ઇત્યાદિ, કેટલા બધા પ્રેમભર્યાં શબ્દો છે!

સ્ત્રી માંદી હોય ત્યારે પુરૂષો થોડો સમય કાંઇક પ્રેમ બતાવે છે, વધુ વખત માંદગી લંબાય એટલે વૈદ ડોકટરની દોડાદોડ કરાવી નાણા ખર્ચી દેખાવ કરે અને આખરે કંટાળી જાય. જીંદગી સુધી સેવા કરવા છતાં ન કંટાળનાર, સ્ત્રીઓની થોડી ઘણી સેવા થોડા વખત માટે કરતાં પણ પુરૂષો કંટાળી જાય. સ્ત્રી આખરી સ્થિતિએ હોય ત્યારે પુરૂષો તેની સેવા અને પ્રેમને ભૂલી જઇ સ્ત્રીની જીવંત અવસ્થામાં પણ લગ્નના વિચારો કરે, બીજી સ્ત્રી પરણવાના મનોરથ ઘડે, જાણે સ્ત્રીઓનાં બજારજ ન હોય, અને એક મરતાં પહેલાં જ બીજી ખરીદ કરવાની તૈયારી ન હોય તેમ કલ્પ-

નાખો ઘડાય છે. સ્ત્રીના મરી ગયા પછી પણ સ્મશાનમાં—અરે મડદું પણ પુરૂં બળી ન રહ્યું હોય ત્યાં લગ્નનાં ટોળટપ્પાં ચાલતાં હોય! આનું નામ પુરૂષપ્રેમ! અને સ્ત્રી પોતાની માંદગી વખતે સહનશીલ બને, પતિને આશ્વાસન આપે, પોતાના દુઃખ દુઃખી ન થવાનું કહે, ફીકર ચિંતા ન કરતાં શાંતિ રાખવાનું કહે, અને છેવટે મરતાં મરતાં પણ પતિનું ભલું ઇચ્છે, પતિના દોષને બદલે પોતાનાજ દોષ ગણી ક્ષમા માંગે! આનું નામ સ્ત્રીપ્રેમ.

પતિ માંદો હોય ત્યારે સ્ત્રી પોતે ખાવાપીવાનું વિસારી દે, ઉંઘને ભૂલી જાય, ચિંતાને પોતાનું મગજ સોંપી દે, સેવા ખાતર પોતાનું શરીર અર્પણ કરે, દિનરાત પતિ સેવા કરતાં કરતાં પોતે માંદી પડે, પોતાનાં શરીરની દરકાર ન કરતાં પતિને બચાવવાનું એકજ ધ્યાન ધરે. પતિની માંદગી દૂર કરવા અનેક પ્રયાસો કરી દિનરાત ઝંખ્યા કરે, મોજ શોખ ને એશઆરામને તો તજીજ દે, જીવનના ભોગે, શરીરના ભોગે પણ પતિને બચાવવાનું ધ્યાન ધરે. સ્ત્રીની માંદગી વખતે જ્યારે પુરૂષો નવા લગ્નના વિચાર કરી આનંદ માને ત્યારે પુરૂષની માંદગી વખતે સ્ત્રી જીવનને, સંસારને અને મોજશોખને તિલાંજલી આપી તેના વિચારમાં દુઃખી થાય. અને નિરંતર પ્રભાતે ઇશ્વર પાસે પ્રાર્થના કરે કે મારા પતિને, મારા તારણહારને બચાવ. જોઇએ તો મને મરણ આપ, પણ મારા એ વ્હાલાને બચાવ અને મને અખંડ સૌભાગ્યવતી મરવા દે. આનું નામ સ્ત્રીપ્રેમ!

આ તો હજુ પહેલું પ્રકરણ છે. આવા તો હજુ કેટલાય દાખલાઓ બાકી રહ્યા છે. પણ આજે તો લખતાં કંટાળી ગઇ છું. એટલે ફરીથી વળી કોઇ દહાડો લખીશ. આટલેથીજ સંતોષ માની મારા વિચાર સાચા છે એમ કબુલ કરશો એવી આશા છે.

અત્યંત મીઠી શેરડીના રસની બનેલી સાકર પણ અનેક

દિવસ ખાવાથી અરૂચિ થાય છે. સુંદર અને સ્વાદિષ્ટ એવી મીઠાઇ પણ ઘણી ખાવાથી અજીર્ણ થાય છે. તેમ સુંદર ઉપયોગી પત્ર પણ બહુ લાંબો લખવાથી કદાચ વાંચનારની શ્રદ્ધા ઉઠી જાય અને યોગ્ય અસર ન કરે એ બીકે આ પત્ર આટલેથી પૂર્ણ કરૂં છું.

લખતાં તો મને આવડતુંજ નથી. અને તેમાંય વળી ઉશ્કેરાયલું હૃદય હોય પછી બાકી શું રહે? ગુસ્સામાં કદાચ વધુ પડતા શબ્દો લખાઇ ગયા હોય તો અક્ષમ્ય તો નહિજ ગણો એ આશા સાથે વિદાય માંગું છું. હાલ એજ. ખુશી સમાચાર લખતા રહેજો.

લી.

**જયાલક્ષ્મીના પ્રણામ.**



## પત્ર પાંચમો

લંડન તા. ૨૦-૬-૧૯૩૯

**શ્રી જયાલક્ષ્મી,**

તારો ૨૯-૪-૩૯નો પત્ર મળ્યો. મારો તા. ૧૬મીનો કાગળ મળ્યા છતાં તેં જવાબ નહિ આપતાં મને બીજોજ કાગળ લખી મારો જવાબ પહેલો મેળવવા પ્રયાસ કર્યો હતો એ વાત તો હવે ચોક્કસ થઇ ગઇ છે. તે પછી તે બાબતની ચર્ચા ચાલુજ છે.

એટલે હવે ચાલુ વાત ઉપરજ આવીશું.

મહિલા મંડળને પુરૂષવર્ગનો ટેકો નથી એટલુંજ નહિ પણ પુરૂષો શરૂઆતથીજ તેની વિરૂદ્ધ છે અને શરૂઆતથીજ ઠલ્કાઓ આપ્યા કરે છે એ વાત તો તું કબુલ કરે છે. સાથે વધારામાં

કહી દઉં કે મહિલા મંડળને નામે તમે પુરૂષોને હલકા પાડી સ્ત્રીઓને ચઢાવી, અભિમાની બનાવી, સ્વતંત્રતાને નામે પુરૂષો સામે શત્રુવટ જગાવવાનો ઉપદેશ આપી અનેક બાળાઓનાં જીવન બગાડો છો અથવા તો અનેક સુખી સંસારમાં પતિ પત્ની વચ્ચે કલહનાં બીજ રોપી દુઃખી કરો છો.

મહિલા મંડળના અથવા સ્વતંત્રતાને નામે ઉચ્છૃંખલ થઇ ગએલાઓના પરિચયમાં રહી તેં તારા શુભ વિચારોને અશુભ માર્ગે દોડાવ્યા છે. તારા લખવા મુજબ "ઘણાં વર્ષોથી ભરી રાખેલો હૃદયનો ઉભરો ખાલી કરવાની તક આવી છે અને તે તકને વધાવી લેવીજ રહી." ખરેખર, લખવા મુજબ તારા પત્રમાં તેં ફક્ત એકતરફી ઉભરોજ ખાલી કર્યો છે. જો કે તેમાં નુકશાન નથી. હૃદય ખાલી કરનારને સમજાવવાની તક મળે છે. તારા વિચારો તેં નિખાલસ હૃદયે જણાવ્યા છે. ભલે તે એકતરફી હોય છતાં પણ પ્રશંસનીય છે. તારા વિચારોમાં કયાં કયાં કેટલી ભૂલ છે તે હું સમજાવી શકીશ એવી મારી ખાત્રી છે. અને જો એકતરફી નજરે નહિ જોતાં સમદૃષ્ટિથી વિચાર કરીશ તો તું તારા વિચારો ફેરવી સુંદર જીવનના ઉમદા ખ્યાલો સમજી અનુભવી શકીશ. જે આપણુ બન્નેને પણ કદાચ લાભદાયી નીવડે.

મેં લખ્યું હતું કે જેટલા પ્રમાણમાં અભણતા તેટલા પ્રમાણમાં પરતંત્રતા એ સ્વાભાવિક છે. તેના જવાબમાં તું લખે છે કે સ્ત્રીઓને અભણ રાખનારજ પુરૂષો છે. એટલે વાંક પુરૂષોનો છે. એકજ આંખે જોનારને કદાચ એમ લાગે. કમળો હોય તેને પીળું દેખાય તે સ્વાભાવિક છે. કાચની શીશી દેખાવમાં નાજુક અને સુંદર હોવા છતાં તેમાં કદિ ઉકળતો રસ ભરાતો નથી. કાગળની કોથળી ગમે તેવી સુંદર રંગીન કે સુશોભિત હોય છતાં તેમાં પાણી કે પ્રવાહી ભરી રખાતું નથી. તેવીજ રીતે સ્ત્રીઓને

પણ જરૂરીઆત કરતાં વધુ શિક્ષણ આપવું યા અમુક હદથી વધુ ભણાવવું એ આપણા દેશ માટે ફાયદા કરતાં વધુ નુકશાનકારક છે એમ અનુભવના દાખલા ઉપરથી સમજાય છે.

તું લખે છે કે "સ્ત્રીઓ અત્યારે ઘરની ગુલામડી અને ચાકરડી મનાય છે." તે સમય તો ચાલ્યો ગયો છે. એ ખાલી જુની કલ્પનાઓ છે. કદાચ હશે તો કોઇ જુના વિચારના સંયુક્ત કુટુંબમાં અને તે પણ જવલ્લેજ. અત્યારે તો સ્ત્રીઓ ઘરકામ કે ગૃહવ્યવસ્થા તો આનંદથી કરે છે અને નિયમિત રહી આરોગ્યના નિયમને અનુસરે છે. અને પતિને પ્રેમથી જીતી લઇ તેને પણ નિયમિત રાખી સદા સુખી બનાવી પોતે પણ નિરોગી અને સુખી રહી જીવન લંબાવી શકે છે.

"સ્ત્રીઓની પસંદગી વખતે પુરૂષો આરોગ્ય, સૌંદર્ય, કેળવણી બધું તપાસે છે. પણ તે કાયમ રાખવા માટે કદિ પુરૂષો પ્રયત્ન કરતા નથી અને સ્ત્રીઓ સહનશીલ હોવાથી કષ્ટ વેઠી જીવન ગુમાવે છે." આ બધું લખાણ એકતરફી છે. ખરી વસ્તુ તો એ છે કે સ્ત્રીની પસંદગી વખતે પુરૂષ આરોગ્ય સૌંદર્ય, કેળવણી એટલા માટેજ જૂએ છે કે "મારો સહવાસ અને પ્રેમ આટલી વસ્તુઓ પર વિશેષ છે." એનો અર્થ એ કે-સ્ત્રીઓએ પોતે પતિને હંમેશાં રાજી રાખવા—પતિનો પ્રેમ મેળવાય તેવા ગુણો ઉપર વિશેષ ધ્યાન આપી તેને વધુ કેળવવા જોઇએ. તેને બદલે તે વસ્તુઓ પ્રત્યે બેદરકાર રહી પતિને નારાજ રાખે તેનું પરિણામ તેઓ ભોગવે તે સ્વાભાવિક છે. જે વસ્તુઓ પુરૂષને પ્રિય છે તે વસ્તુને વધારવા માટે કદિ પુરૂષો નારાજ અથવા બેદરકાર હોયજ નહિ; બલ્કે તે ગુણોને વધારવાને સદા આતુર હોય—અને તેને માટે દરેક યોગ્ય ગોઠવણ કરી આપે તે સ્વાભાવિક છે.

ગુલાબની સાથે સ્ત્રીની સરખામણી કરવી કદાચિત યોગ્ય

ગણાય પણ પુરૂષોની કાંટા સાથે સરખામણી કરવી એ અભિમાન, અહંકાર અને દ્વેષની ચોકખી નિશાની છે; ગુલાબને સ્ત્રી સાથે સરખાવીએ તો પુરૂષની તેના જીવન રૂપી પાણી સાથે સરખામણી કરી શકાય અને તે કદાચિત યોગ્ય ગણાય. પુરૂષનો પાણી રૂપી પ્રેમ જ્યારથી ગુલાબ રૂપી સ્ત્રીને મળતો બંધ થાય તેજ ઘડીથી એ ગુલાબનો રંગ ઉડી જશે. એટલે પાણી રૂપી પુરૂષનો પ્રેમ જ્યાં સુધી ગુલાબ રૂપી સ્ત્રીને મળશે ત્યાં સુધીજ તેની ગણત્રી ગુલાબમાં થશે. અને જ્યારથી તેના જીવનસાથી રૂપી પાણી મળતું બંધ થશે ત્યારથી તેની ગણત્રી ગુલાબને બદલે કયારામાં ગણાશે. તેવીજ રીતે સ્ત્રીને પણ જ્યાં સુધી પુરૂષનો સહવાસ હશે ત્યાં સુધીજ તેની ગણત્રી પત્નીમાં થશે, અને પુરૂષને નારાજ રાખી તેના પ્રેમની દરકાર નહિ કરનાર સ્ત્રીની દશા ઉપર મુજબ કરમાતા ગુલાબ જેવી થશે.

ડાયલના દાખલો બરાબર છે. પણ સ્વતંત્રતા કોને કહેવી અને પરતંત્રતા કોને કહેવી એની વ્યાખ્યા તમારા હૃદયમાં કઇ રીતે ગોઠવેલી છે તે જાણ્યા સિવાય ખુલાસો લખી શકાય નહિ.

પુરૂષોના પ્રેમના દાખલામાં તમે જે શબ્દો ટાંકયા છે તે દેખીતી રીતે ખરેખર ઘણાજ ખરાબ છે તે કબુલ કરૂં છું. પણ એ જગજુની પ્રથા છે. એમાં સુધારા કરી શકાય છે અને કેટલેક ઠેકાણે થયા પણ છે. છતાં ઢાલની બીજી બાજુ જોતાં જ્યાં સાચો સ્નેહ હોય, નિર્દોષ પ્રેમ હોય ત્યાં માનવાચક શબ્દોની જરૂર હોતી નથી. જેવી રીતે ખરો ભક્તવાન પુરૂષ ભગવાન સામે "તુ" કહીને પ્રાર્થના કરે છે તેવીજ રીતે માનવું જોઇએ. એય, સાંભળે છે કે, વિગેરે શબ્દો પુરૂષો નામ નહિ દેવાની ખાતરજ વાપરે છે; નહિ કે અપમાન કરવાની રીતે કે હલકા ગણવાની રીતે. બાકી પ્રેમના અમલના ઓઠા નીચે જાણવા છતાં આવું લખવું એ કેવળ

ખોટો ગુસ્સો છે.

"સ્ત્રી માંદી પડે ત્યારે પતિની ફરજ તેમજ પતિ માંદો પડે ત્યારે પત્નીની ફરજ, વિગેરે પેરેગ્રાફો વાંચ્યા તે ઘણે અંશે સાચા છે. પણ સ્ત્રીના મરવાથી પુરૂષોને કાંઇજ થતું નથી તે ખોટી વાત છે. પુરૂષોને જરૂર દુ:ખ થાય અને શોક પણ કરે છે. કેટલાક દાખલાઓમાં રિવાજને અનુસરી લગ્નના વિચારો થાય છે તે ખરેખર અનુચિત છે. અલબત્ત, આવા કેટલાક અનિચ્છિત રિવાજ ફેરવવા જેવા છે અને ફેરવવાજ જોઇએ. કેટલાક રિવાજો ક્રૂર અને નિર્દય છે. અને એ પણ સાચું છે કે પુરૂષો અને સ્ત્રીઓ સમાન ભાગીદાર હોવા છતાં પુરૂષ કરતાં ઘણે અંશે વધુ પ્રેમી અને દયાળુ સ્ત્રીઓજ હોય છે. સ્ત્રીઓમાં સ્નેહ પણ વધુ હોય છે અને હૃદય પણ વધુ નિર્મળ હોય છે. સ્ત્રીઓ પુષ્પ જેવી છે અને પુરૂષો છોડ જેવા છે. બન્ને એક બીજાને આશરેજ જીવી શકે છે.

દંપતી જીવન પણ તેવુંજ છે. બન્ને એક બીજાને આશરેજ જીવી શકે છે. સ્ત્રી વિનાના પુરૂષની કિંમત કોડીની છે અને પુરૂષ વિનાની સ્ત્રીની કિંમત પણ શૂન્ય છે. બન્ને દંપતી જીવનના પ્રેમ રસમાંજ જીવન જીવી શકે છે.

પતિના મરણથી સ્ત્રીનું જીવન રસહીન અને કંટકમય બને છે અને પત્નીના મરણથી પતિના જીવનને કાંઇજ થતું નથી. બલ્કે નવી પત્ની મેળવવાના લહાવા રહે છે એ ખરેખર પક્ષપાતી તો છેજ. પણ એ રિવાજ શાથી થયો હશે? પતિને ફરી પરણવાની છૂટ અને સ્ત્રીને કેમ નહિ એ પ્રશ્નો ઘણાજ વિકટ છે અને તેમાં યોગ્ય સુધારા થવાની જરૂર પણ ખરી.

તું જે સ્વતંત્રતાની માંગણી કરે છે તે અનુકરણ ભરેલી છે, તે સમજપુર્વકની નથી. લગ્ન કરવું અથવા પતિપત્ની તરીકે પ્રેમમાં પડવું એમાં માનો તો સ્વતંત્રતા છે; તેમજ માનો તો

પરતંત્રતાએ છે. પતિ પત્નીનું ભરણપોષણ કરવા માટે બંધાએલો છે એટલે તે પરતંત્ર છે. પત્ની પતિની સેવા કરવા માટે બંધાએલી છે એટલે તે પરતંત્ર છે. પતિ પોતાની પત્ની હોવાને લઇને બીજાની પરતંત્રતામાંથી છુટી સ્વતંત્ર બની શકે છે. પત્નીના પ્રેમથી, આનંદથી, સેવાથી અને ભક્તિથી પતિ પોતાનું જીવન સ્વર્ગીય બનાવી સ્વતંત્રતા અનુભવે છે. પત્ની પતિની હયાતીનું અભિમાન માની પતિની સાથે જીવનના અનેક લહાવા લઇ મોજ-શોખ અને આનંદમાં જીવન પવિત્ર બનાવી સ્વતંત્રતા અનુભવે છે.

આમ દંપતી જીવન, માનો તો સ્વતંત્ર છે અને માનો તો પર-તંત્ર છે. છતાં પણ તમે જો "પરણીને પરવશ થઇ રહેવું, પીંજરમાં પુરાવું" આવી માન્યતા ધરાવતાં હો તો પછી સંસારમાં તમને બધે પરતંત્રતા જ દેખાવાની. સંસારમાં જન્મ લીધો ત્યારથીજ તમે માતાપિતાના પરતંત્ર છો, પ્રજાકીય કાર્યોમાં જીવન ગુજારવું હોય તો પ્રજાને પરતંત્ર રહેવું પડશે. ધાર્મિક કાર્યોમાં જીવન ગુજા-રવું હોય તો દેવ અને ગુરુને પરતંત્ર રહેવું પડશે. ખાવામાં, પીવામાં અને ચાલવામાં કે ફરવામાં બધે તમને પરતંત્રતાજ દેખાશે.

આમ તમારી દૃષ્ટિએ સઘળું પરતંત્રજ લાગવાનું અને પરતંત્રતા ખોટા અભિમાનને લઇનેજ દેખાશે. બાકી સ્વતંત્રતા લીધી લેવાતી નથી અને આપેલી ટકતી નથી. સ્વતંત્રતાની ભીખ મંગાતી નથી અને સ્વતંત્રતાના નામ પાછળ નિર્દોષ પ્રેમમાં, લગ્નમાં, કડવાં બીજ વાવી શકાતાં નથી. સ્વતંત્રતાનો શો અર્થ છે એ સમજ્યા વિના સ્વતંત્રતાની દેખાદેખી માંગણી કરવી એ કેવળ અનુચિત છે.

જેની જીભમાં સદા મીઠાશ છે, વાણીમાં સરળતા છે, હૃદયમાં ઉપકારવૃત્તિ છે, જીવન સહનશીલ છે તે સ્વતંત્ર છે. તે પરતંત્રતાને કોઇ પણ વસ્તુમાં જોઇ શકતાજ નથી. અલબત્ત, સમયને અનુસરીને જો છૂટ ન મળતી હોય તો જરૂર તે મેળવવી, પણ

સદા શાંતિને માર્ગે-અશાંતિના માર્ગે નહિજ. જ્યાં જ્યાં શાંતિ છે ત્યાં ત્યાં સદા સ્વતંત્રતા છે.

સ્વતંત્રતા તું કોને માને છે તે લખી જણાવ્યું હોત તો જવાબ લખવાની વધુ સરળતા રહેત. સુધરેલા અને સ્વતંત્ર દેશોમાં સ્ત્રીઓ પૂર્ણ સ્વતંત્ર છે. તેવી સ્વતંત્રતા તમારે જોઇએ છે? સ્વતંત્રતા લેન રે સર્વ જાતની સ્વતંત્રતા આપવી પડશે અને કબુલ કરવી પડશે એ તો ખરૂં ને? સ્વતંત્ર પત્ની પણ પતિની ઇચ્છા હોય ત્યાં સુધીજ પતિને પતિ તરીકે કબુલ રાખે એ પણ ખરું છે ને? સ્વતંત્ર દેશમાં જેમ થાય છે તેમ જરીક નહિ જેવી વાતમાં-અરે, ફક્ત વિચારફેર થાય તોયે છુટાછેડા કરી પતિપત્ની છુટાં થાય છે. ફરી સ્ત્રી બીજો પતિ કરે અને પુરૂષ બીજી પત્ની કરે. એમ કેટલાય પુરૂષોને આખા જીવનમાં ચાર પાંચ વખત સ્ત્રી બદલવી પડે અને ચાર પાંચ વખત સ્ત્રીઓને પતિ બદલવા પડે. આવી સ્વતંત્રતા તમારે જોઇએ છે?

તમે સ્વતંત્રતા પરતંત્રતાના કેવા કેવા હવાઇ કિલ્લાઓ રચ્યા છે તે બધા જાણવા માટે નીચેના પ્રશ્નોનો જવાબ લખી જણાવશો તો સમજવું વધુ સરળ થઇ પડશે.

૧ તમે સ્વતંત્રતા કયા કયા પ્રકારની માંગો છો અને તે સ્વતંત્રતાનો ઉપયોગ કઈ રીતે કરવા માંગો છો, તેમજ તમે માંગેલી અને સમજેલી તે સ્વતંત્રતા સદાય સુખકરજ નીવડશે કે કેમ?

૨ પ્રેમ અને સ્નેહની વ્યાખ્યા તમે શી કરો છો?

૩ સંયુક્ત કુટુંબમાં સ્વતંત્રતા માનો છો કે વિભક્ત કુટુંબમાં?

૪ જીંદગીભર કૌમાર્યાવસ્થામાં રહેવામાં સુખ રહેલું છે કે પરિણીત જીંદગીમાં?

૫ પરિણીત જીંદગીમાં પણ પતિને વશ કરી, પરતંત્ર બનાવી, અથવા ઘરજમાઇની માફક પત્નીના કહ્યા પ્રમાણેનો બનાવી

તેની સાથે જીવન ગુજારવામાં વધુ આનંદ અને પ્રેમ રહેલો છે, કે પતિના આશરે રહી પતિને વશ થઇ પત્ની તરીકે જીવન ગુજારવામાં વધુ આનંદ અને પ્રેમ રહેલો છે?

આશા છે કે આ પત્ર તારા ઉશ્કેરાયલાં હૃદયને શાંત પાડવાને સમર્થ નીવડશે અને ગુસ્સો કે અભિમાનને દૂર કરી એક તરફી વિચારો ફેરવવાને શકિતમાન થશે.

પ્રત્યુત્તર મોડો લખાયો છે છતાં મોડો મોડો કાંઇ ઉપયોગી થઇ પડશે તો વિલંબનો પશ્ચાતાપ નહિ રહે. જવાબ તરત લખી જણાવજે, પણ સમદૃષ્ટિથી. હાલ એજ. લી.

શાંતિકુમાર



## પત્ર ૬ ઠ્ઠો

અમદાવાદ તા. ૧૮-૭-૩૯

શ્રી. શાંતિકુમાર,

આપનો તા. ૧૦-૬-૩૯નો પત્ર મળ્યો. પત્ર વાંચી આશ્ચર્યના મહાસાગરમાં ડુબી ગઇ. આપનો પહેલો પત્ર મળ્યો હતો અને તે પત્ર વાંચતાં મને એમ લાગ્યું કે આ પત્ર ફક્ત મારા વિચારો અને શક્તિઓ જાણવા પૂરતોજ લખાયલો છે. આત્મશ્લાઘા કરવી એને હું ધર્મ સમજતી નહિ હોવાથી જેવી તમે મારી પરીક્ષા લેવા ઇચ્છતા હતા તેવીજ પરીક્ષા હું શા માટે ન લઉં, એવો વિચાર ઉત્પન્ન થયો. અને એ વિચારના પરિણામે મેં પણ જવાબ આપવાને બદલે તેવોજ પત્ર આપને લખી આપનો જવાબ પહેલો મેળવ્યો: તે પછી પત્રવ્યવહાર અને સવાલ જવાબ

ચાલુ છે એટલે તે હવે પુરા કરેજ છુટકો. પરીક્ષામાં પાસ થયેલાઓને આગળ ઉપર કોઇ પણ જાતની મુંઝવણ રહેતી નથી; બલ્કે કેટલાક વિષયો સ્પષ્ટ થાય છે. એ હિસાબે પત્રવ્યવહાર ઉપયોગી નીવડશે એ ચોક્કસ છે.

મહિલા મંડળ સંબંધી આપના વિચારો અને અનુભવ ખરેખર અધુરાં, એટલે ગમે તેમ લખી નાંખો; પણ તે કોઇ કબુલ કરી શકે તેમ નથી.

સ્ત્રીઓને વધુ શિક્ષણ આપવું એ નુકશાનકારક છે અને જેટલા પ્રમાણમાં ઓછું શિક્ષણ હોય તેટલા પ્રમાણમાં પરતંત્ર રહેવું એ સ્વાભાવિક છે. આ લખાણ શું એકતરફી અને અવિવેકી નથી? સ્પષ્ટ વાત તો એ છે કે સ્ત્રીઓને પરતંત્ર રાખવી એ પુરૂષોનું મુખ્ય ધ્યેય છે.

તમારા પત્રમાં ફકત પુરુષોનો બચાવ કરી સ્વતંત્રતાના અનેક અર્થ કરી, કેટલાક પ્રશ્નો પૂછ્યા છે તેના જવાબમાં પુરુષના બચાવ સામે સ્ત્રીઓએ બચાવ કરવોજ રહ્યો. તેથી હું સ્વતંત્રતાનો અર્થ તેમજ પ્રશ્નના જવાબો લખી જણાવું છું

સ્ત્રી એ પતિનો સર્વથી મહાન મિત્ર છે, સર્વ સગપણનો સરવાળો છે. સર્વ ઇચ્છાઓનું સ્વરુપ અને ભંડાર છે ને પતિનું જીવન છે.

સ્ત્રી એ સર્વત્ર અને સદાકાળ પુરુષના જીવનનું ઉપયોગી અંગ ગણાય છે. પુરુષોને તેમની પ્રગતિ, સુખ, શાંતિ અને આકાંક્ષા માટેનું સાધન ગણાય છે. પુરુષ જ્યારે ઇચ્છે, ત્યારે તે પોતાનું કોમળ શરીર બીછાવી ભોગ સમર્પે છે. પુરૂષ જ્યારે થાકે—કંટાળે ત્યારે તે પોતાની ગૃહકળાથી અને મધુર ભાષાથી આરામનું વાતાવરણ ઉપજાવે છે. પુરૂષ જ્યારે નિરૂત્સાહી બને ત્યારે સ્ત્રી માત્ર મ્હોંજ બતાવી તેને ઉત્સાહ આપે છે, અને પુરૂષ જ્યારે

કાંઇજ નથી માંગતો ત્યારે ઉજ્જ્વળ સૌંદર્યથી એના જીવનની શૂન્ય ક્ષણોને રસવતી બનાવે છે.

પતિના સહવાસમાં જંગલોમાં, ઘાસ કાંટાઓમાં ભમતાં ભમતાં પણ તે પોતાને સૌભાગ્યશાળી માને છે અને તેને સ્વર્ગતુલ્ય માની સદાકાળને માટે પ્રસન્ન ચિત્તવાળી રહે છે. પતિના વિયોગમાં તેને રાજમહેલ પણ અરણ્ય જેવો લાગે છે. પ્રિયના વિયોગમાં તે બધું સંતાપ આપનારૂં થાય છે. તન, ધન, મહેલો વિગેરે પતિ વિના શોકમાં ડુબાડે છે. ભોગ રોગ સમાન, આભૂષણ ભાર અને સંસાર યમયાતના સમાન થાય છે. પાણી વિના સરોવર અને જીવ વિનાનો દેહ હોય એજ પ્રમાણે પુરૂષ વિનાની સ્ત્રીની સ્થિતિ થાય છે.

શ્રદ્ધા, પ્રેમ, ક્ષમા, અને વિશ્વાસની મૂર્તિસમી. નરી ઇચ્છાએ કે અનિચ્છાએ કાર્ય, કારણ અને પરિણામની દીર્ઘદૃષ્ટિ વાપર્યા વગર ફક્ત પતિને સર્વસ્વ માની, પતિઆજ્ઞાને ઇશ્વરી હુકમ સમજી દરેક કાર્યો કરતી આવી છે. જ્યારે સત્તા અને મોહમાં અંધ બનેલા પુરૂષો પરગજુ એવી સ્ત્રીઓને પરતંત્રજ રાખવા ઇચ્છે છે. આજના પુરૂષોમાં સ્ત્રી પ્રત્યે, વિશ્વની માતા અને પ્રજાના ભાગ્યની સૃષ્ટા તરીકેનો વિશુદ્ધ ભાવ કદિ પણ દૃષ્ટિગોચર થતો નથી.

દુનીઆની પ્રત્યેક માનવ દુહિતાને વિકાર વિહીન દૃષ્ટિએ નિરખવા જેટલા પુરૂષો હજુ નિર્મળ, પવિત્ર અને સંયમી પણ બન્યા નથી.

હવે સ્વતંત્રતાનો અર્થ આપ પૂછાવો છો. તેને જવાબ-પુરૂષ દિન પ્રતિદિન સત્તાવાન બનવા ચાહે છે. સ્ત્રીઓ દિન પ્રતિદીન સ્વતંત્ર બનવા ચાહે છે. સ્વતંત્રતાનો દુશ્મન સત્તા છે. સત્તા અને સ્વતંત્રતા બન્ને મિત્રો નથી, પણ વેરી છે. ઉભયના ગુણ, કામો સાવ વિચિત્ર છે. એની વચ્ચે સહૃદયતા, સભ્યતા કે ઉદારતા

સંભવેજ નહિ. સત્તા અને સ્વતંત્રતા વચ્ચે કદિ સમાધાન થવું શક્ય નથી. એ બન્નેને સૃજનજુની શત્રુવટ વરેલી છે.

સત્તાનું શરીર એટલું મોટું છે કે તેને ઘણા ગુલામોની સેવા જોઇએ. સામટા ગુલામોની સેવા જોઇએ. સેવા લેવાનો શોખ હોય છે ને તે સેવાના બદલામાં ગુલામોને શું આપે છે? થોડા આજીવિકાનાં સાધન આપે છે. આથી ગુલામોનું ગુલામી જીવન મધુરૂં બને છે.

સત્તાવાનમાં સહૃદયતા નથી હોતી. ગમે તેવી હાલતમાં ગુલામ પાસેથી કામ લેવામાંજ તેને સંતોષ છે. ગુલામના સુખ દુઃખની લાગણી તેને સ્પર્શી શકતી નથી. સત્તાનું ઝેરવેર સર્વત્ર પ્રસરેલુંજ હોય છે. શેઠની સત્તાથી નોકરનો, ગુરૂની સત્તાથી સેવકનો અને પતિની સત્તાથી પત્નીનો શ્વાસ આમ ઘુંટાય છે.

આવા સત્તાના અત્યાચાર અટકાવવા, તેને ઉઘાડા પાડી તેની સામે બંડ જગાડવા આજે સ્ત્રીઓને સ્વતંત્રતાની ખાસ જરૂર છે. સત્તાના ઘમંડથી પુરૂષો આજે સ્ત્રી સામે શયતાનીયત ગુજારે છે. સત્તાવાન માત્ર પોતાની જાતેજ દેખી શકે છે. અને પોતાના કરતાં બીજું કાંઇ ચઢીયાતું ન થઇ જાય એમ ઇચ્છે છે. કદાચ કોઈ તેના કરતાં વધારે સરસ થવાની કોશીષ કરે તો સખ્ત હાથે તેને દાબી દેવા સત્તાનો ઉપયોગ કરે છે. આવી અંધ સત્તા દૂર ત્યારેજ થાય કે જ્યારે પુરુષો સ્ત્રીને ભાગીદાર ગણી સરખી સ્વતંત્રતા અર્પે.

સ્ત્રીઓ એવીજ સ્વતંત્રતા માંગે છે કે જેમાં સત્તાનો મદ ન હોય, ગર્વ કે અહંકાર ન હોય, ફકત હોય સમદષ્ટિ અને સમાન ભાગીદારી. પુરૂષો સ્ત્રીઓ ઉપરની પોતાની સત્તા પોતાની રાજીખુશીથી છોડી દઈ તેમને સમભાગિની બનાવે એજ સ્ત્રીઓને મન પૂર્ણ સ્વતંત્રતા.

હવે આપે પૂછાવેલી પ્રેમની વ્યાખ્યાઃ-વિશુધ્ધ સંસ્કારી પ્રેમને

વિશે ગાંભીર્ય છે પરંતુ ભયંકરતા નથી; કૌતુક છે પણ અસ્થિરતા નથી; આવેગ છે પણ ઉદ્વેગ નથી; ઉચ્છ્વાસ છે પરંતુ ઉચ્છૃંખલતા નથી; શાસન છે—શોષણ નથી; વિવાદ છે પણ વિષાદ નથી; અભિમાન છે પરંતુ અપમાન નથી.

પ્રેમ અમાપ છે. સહરાના રણ જેવા બળતા સંસારરણનું એ અમૃતબિંદુ છે, સતત વહેતું ઝરણું છે. તેથીજ તે દુષિત નથી પણ નિર્મળ છે. વિશુદ્ધ પ્રેમ એ પ્રેમીજનોનાં હૃદય અને પ્રાણને પરસ્પરની સાથે જોડનારી રૂપેરી સાંકળ છે અને રેશમી ગાંઠ છે.

જેમ સૂર્યનું મૂલ્ય તેજ છે, ચંદ્રનું મૂલ્ય જ્યોત્સ્ના છે, સોનાનું મૂલ્ય દીપ્તિ છે, તેમ સ્ત્રીનું મૂલ્ય પ્રેમ છે. એ ગુણથી તે દુર્ગમ પર્વતમાં નીસરણી રૂપે છે, સંસારના માર્ગમાં વડની છાયા છે, અને જીવન માર્ગમાં છત્રી સમાન છે.

જેટલો પવિત્ર પ્રેમ સ્ત્રી હૃદયમાં હોય છે તેટલો પુરૂષમાં કદાપિ હોતો નથી. નિષ્કપટ પ્રેમ કરવો એ ગુણ તો માત્ર સ્ત્રીઓમાંજ હોય છે. એ માત્ર પતિપ્રેમનીજ યાચના કરે છે—ઇચ્છા કરે છે. એની આગળ સમસ્ત રાજપાટ, સુખ, ઐશ્વર્ય બધું નકામું સમજે છે.

સ્ત્રી સદા ભોળીજ હોય છે. એનો પ્રેમ સદા નિર્મળજ હોય છે. જ્યારે પુરૂષો કપટી હોય છે અને એમનો પ્રેમ સ્વાર્થી હોય છે. સ્ત્રી મર્યે પુરૂષનો પ્રેમ પણ મરી જાય છે.

માત્ર સ્વાર્થ સાધવાને પુરૂષોએ એક એકને બંધનમાં નાંખવા વિચિત્ર સમાજ—વ્યવસ્થા રચી તેને કાયદા, નીતિ, ધર્મ અને પ્રેમ એવાં નામ આપી કેવળ પશુધર્મજ વિસ્તાર્યો છે. પ્રેમનું નામ લેનારા પણ પુત્રપ્રેમ, પિતૃપ્રેમ, પત્નીપ્રેમ અને મિત્રપ્રેમ એવા પ્રકારોમાં પ્રેમના વિભાગ કરે છે, ને આમ પ્રકારાન્તે સ્વાર્થ માત્રનેજ પ્રેમનું નામ આપી જગતને છેતરે છે.

હવે આપે પૂછાવેલી સ્નેહની વ્યાખ્યાઃ-શુદ્ધ સ્નેહનું બીજ પવિત્ર હોવું જોઇએ, અને તે બીજ ધૈર્યના ક્ષેત્રમાં વાવવું જોઇએ. તે બીજ પવિત્રતાના રસથી સીંચાવું જોઇએ. તેનું વૃક્ષ આભ જેટલું વિશાળ હોવું જોઇએ અને તે વૃક્ષની છાયામાં સંયમી પંથ પાળનારને આશ્રય મળવો જોઇએ.

શુદ્ધ સ્નેહ દયા ભાવના દરબારની કુંચી જેવો હોવો જોઇએ. અને કસોટી થતાં પ્રભુના દરબારમાં આદરપાત્ર થવો જોઈએ. શુદ્ધ સ્નેહમાં નિર્મળતાનાં દર્શન થવાં જોઇએ અને તેમાં સ્વાર્થ કે સત્તાનું સ્થાન ન હોવું જોઇએ. શુદ્ધ સ્નેહ પહાડ જેવો અડગ હોવો જોઈએ અને તેમાં ચંદ્રમા જેવી શીતળતા હોવી જોઇએ. શુદ્ધ સ્નેહ સૂર્યના જેવો દેદિપ્યમાન તથા દિવ્ય હોવો જોઇએ અને પૂજ્ય ભાવથી ભરપૂર હોવો જોઇએ. આનું નામ સાચો સ્નેહ.

હવે સંયુક્ત, વિભક્ત કુટુંબનો જવાબઃ-સંયુક્ત કુટુંબમાં રહેવું એ ખરેખર દંપતી જીવનના પ્રેમનો નાશ કરવા બરાબર છે. સંયુક્ત કુટુંબમાં રહેવાથી જીવનનો વિકાસ સાધી શકાતો નથી. ફક્ત સાધી શકાય છે-સેવા અને ચાકરી કરવાનું અને તે ન આવડે તો માર કે ગાળ સહન કરવાનું.

સોળ સોળ વર્ષ સુધી માતાપિતાએ પાળી પોષી લાડકોડથી ઉછેરી, ભણાવી ગણાવી મોટી કરી, તે શું પતિનાં માબાપ કે ભાઈ બ્હેનનાં વૈતરા કરવા-મેંણાં ખાવા? સ્ત્રીઓને સેવાચાકરીજ કરવાની હોય તો પછી જે માતાપિતાએ આટઆટલી મહેનત કરી નાણું ખર્ચી ભણાવી ગણાવી મોટી કરી તે માતપિતાની શું સેવા ચાકરી કરતાં નહોતી આવડતી કે કહેવાતા પતિના માતપિતાની સેવા ચાકરી માટે પરતંત્ર બનીને આવે?

પુત્રીનાં માતપિતા જેમ બદલાની આશા રાખ્યા સિવાય પુત્રીને મોટી કરી, કેળવણી આપી, સુશિક્ષિત બનાવી, સંસારની ફરજો

અદા કરવા, ઇચ્છિત સ્નેહ મેળવવા અને પ્રેમમય જીવનનો અનુભવ લેવા યોગ્ય પતિને સુપ્રત કરી દે છે. તેમ પુત્રનાં માતાપિતાએ પણ કોઈ પણ જાતના બદલાની આશા રાખ્યા સિવાય પુત્રને મોટો કરી કેળવણી આપી સંસારની ફરજો અદા કરવા યોગ્ય પત્ની સાથે લગ્ન સંબંધમાં જોડી સંસાર સાગરમાં તરવા છૂટો મૂકી દેવો જોઇએ. સેવા કે બદલાની આશા ન રખાય, તોજ પુત્ર સંસારનો અનુભવ મેળવી સ્વશક્તિએ આગળ વધી માતાપિતાનું નામ ઉજ્જવળ કરે.

પત્નીના માતપિતા જેટલી નિઃસ્વાર્થ બુદ્ધિએ પુત્રીને મોટી કરી સેવા ચાકરીની આશા નથી રાખતાં, તેટલીજ નિઃસ્વાર્થ બુદ્ધિ પુત્રનાં માતપિતાએ રાખવી જોઇએ; તોજ લગ્ન આદર્શ બની શકે.

જ્યારે માતપિતા અશક્ત હોય, અનાથ હોય, અથવા જીવન નિભાવવાની સ્થિતિનો અભાવ હોય તોજ સંયુક્ત કુટુંબમાં રહેવું જરૂરી છે. અને તે પણ એવી રીતે કે પુત્ર અને પુત્રવધુ ગૃહસંસાર ચલાવે અને માતાપિતા તેમના ભેગા રહે. માતપિતાની ફરજ તેમના ગૃહસંસારમાં ડખલ કરવાની ન હોવી જોઇએ. પુત્ર અને પુત્રવધુની ફરજ માતપિતાને શિરોમાન્ય ગણી હંમેશા સેવા કરી સુખી કરવાની હોવી જોઇએ. આવી સેવામાં આનંદ રહેલો હોય છે અને આવા સંયુકત કુટુંબમાં રહેવું પણ આવકારપાત્ર ગણાય છે. બાકી પુત્રવધુ થઇને આવી એટલે સંયુક્ત કુટુંબના સઘળાં માણસોથી દબાએલી રહેવાનો, લાજ અને શરમમાં આખો દિવસ ગુમાવવાનો અને દાસીની માફક આખો દિવસ ઘરકામનાં વૈતરાં કરવાનો આજનો સંયુકત કુટુંબનો મુખ્ય અર્થ છે.

પરિણીત અને કૌમાર્યાવસ્થાનાં સુખના જવાબમાં જણાવવાનું કે:-યોગ્ય અને ઇચ્છિત પતિ ન મળે ત્યાં સુધી કૌમાર્યાવસ્થામાં રહેવું સુખકર છે અને યોગ્ય પતિ મળે તો પરિણીત જીંદગીમાં રહેવું

એ સુખકર છે.

પરિણીત જીંદગીમાં પતિને વશ કરી જીવન ગુજારવામાં પ્રેમ કે આનંદ નથી, તેમજ પતિના આશરે અને પતિને વશ જીવન ગુજારવામાં પણુ પ્રેમ કે આનંદ નથી. જે ખુદ સ્વતંત્રતાના શોધક છે તે બીજાને વશ કરવા કે પરતંત્ર રાખવામાં આનંદ માની શકેજ નહિ. તેમજ સ્વતંત્રતાપ્રિય સ્ત્રીઓ પતિને વશ થઈ પતિને આશરેજ જીવન ગુજારવામાં પણુ આનંદ માનેજ નહિ. આનંદ ત્યારે માની શકાય કે જ્યારે પતિ સત્તાવાન ન હોય, સત્તાને ચાહનારો ન હોય, અને સ્વતંત્રતાનો પૂજક હોય. પત્ની સેવાને ચાહનારી હોય, શુધ્ધ સ્નેહવાળી નિર્દોષ અને નિર્મળ હોય. આવાં પતિપત્ની પરિણીત જીંદગીમાં ખરાં સુખ અને આનંદ અનુભવે છે પુરૂષ સત્તાનો પૂજક હોય, સ્ત્રી સ્વતંત્રતાપ્રિય હોય, તો એ બન્ને વચ્ચે કદિય પ્રેમ કે સ્નેહ સંભવી શકેજ નહિ. સ્વર્ગીય જીવનનો અનુભવ લેવો હોય તો પુરૂષોએ સત્તાનો ત્યાગ કરી સમભાવના રાખવી જોઇએ અને સ્ત્રીઓએ અભિમાનનો ત્યાગ કરી સેવાભાવના રાખવી જોઇએ.

આપના પત્રમાં પૂછેલા પાંચ પ્રશ્નોના જવાબ આપને સંપૂર્ણ લખી ચૂકી છું. આપ પાંચ પ્રશ્ન પૃછો અને હું તેના જવાબ આપું, ત્યારે મને પણુ કાંઇ પ્રશ્ન પૂછવાનો અધિકાર તો ખરોને? આપ સુખ કોને કહો છો? સુખ શેમાં માનો છો? અને સુખનો અર્થ શું છે? તે લખી જણાવવા મહેરબાની કરશો તો જીવનનો એક પ્રશ્ન વધુ ઉકેલાશે એમ માનું છું.

જો કે પ્રત્યેક સ્ત્રીને પુરૂષ જેટલોજ સર્વ પ્રકારનો સ્વાભાવિક હક્ક છે; તે પણુ લગ્ન, ફરી લગ્ન કે લગ્નભંગનો આશ્રય લઇ શકે છે; પુરૂષ કરતાં તે કોઈ પણુ પ્રકારે નિંદ્ય, નિર્બળ કે નાલાયક નથીજ. પણુ યુગ યુગની શરૂઆતથી સ્ત્રી પર સરસાઇ ભોગવ-

વાને ટેવાઇ ગયેલા મતલબી પુરૂષો સ્ત્રીની સ્વતંત્રતાને કદિ પણ અનુકૂળ નીવડી શક્યા નથી. આ સર્વના પ્રથમ ઉપાય તરીકે અસમાન અને પરાધીન લગ્નની ખોટી પ્રથાઓ નાશ કરી નવી પ્રથાની શરૂઆત કરવી રહી. પરાધીન લગ્ન દ્વારાજ પુરુષો આજ સુધી સ્ત્રી જીવનને સદાનું કેદી બનાવી શક્યા છે. આવાં અનેક અનિષ્ટોની પરંપરાના મૂળ કારણભૂત લગ્નનાં એ જુગજૂનાં વાહીયાત વિધિ-વિધાનોને ઉંડા દોઝખમાં દફનાવી દઈ સમસ્ત સ્ત્રી જગતને અનુકૂળ પડે અને પુરુષોને પણ પસંદ રહે તેવાં લગ્નનાં નવાં બંધનો-કોલકરારો કરવા જરુરી છે; તે હવે પછીના પત્રમાં લખી જણાવીશ.

પત્ર પૂર્ણ કર્યાં પછી જવાબની આશા તો સ્વાભાવિક હોયજ. આપ તરત લખી જણાવશો એ ઇચ્છા સાથે આ પત્ર પૂર્ણ કરૂં છું. હાલ એજ.

લી. **જયાલક્ષ્મી**ના પ્રણામ.



## પત્ર ૭મો

લંડન તા. ૧૫-૮-૧૯૩૯

**શ્રી જયાલક્ષ્મી,**

તારો તારીખ અઢારમીનો પત્ર મળ્યો. વાંચી ખરેખર આનંદ થયો છે. સ્વતંત્રતા, પ્રેમ અને સ્નેહ ઇત્યાદિની સુંદર વ્યાખ્યાઓ તેં શોધી રાખી અથવા શીખી રાખી છે તે તો તારા પત્ર ઉપરથી મેં આજેજ જાણ્યું. સાહિત્યનું તેં આટલું જ્ઞાન મેળવ્યું છે તે કલ્પનામાં પણ નહોતું.

મારો પહેલો પત્ર પરીક્ષા પૂરતોજ લખાએલો છે એમ સમજી તેં પણ મારી કસોટી કરવાની ખાતરજ વિવાહિત સંબંધમાંથી છૂટા થવાની માંગણી કરી હતી એ વાત તો હવે સ્પષ્ટ થઇ ચૂકી છે. તારા શરૂઆતના પત્રો ઉપરથી તો એમજ લાગ્યું કે તું પુરૂષદ્વેષિણી હોવાથી લગ્ન ઇચ્છતીજ નથી. પુરૂષો અને પુરૂષની સત્તાથી તું વિરૂદ્ધ હતી પણ તારા છેલ્લા પત્રમાં લખવા મુજબ "યોગ્ય અને ઇચ્છિત પતિ મળે તો પરિણીત જીંદગીમાં રહેવું એ સુખકર છે." એ હિસાબે તું લગ્ન કરી પરિણીત જીંદગીમાં રહેવું તો તું પસંદ કરેજ છે. હવે તારી દૃષ્ટિએ યોગ્ય અને અયોગ્ય કોણ તેમજ ઇચ્છિત અને અનિચ્છિત કોણ તે તારેજ નક્કી કરવાનું રહ્યું. માતાપિતાએ આપણો વિવાહ સંબંધ જોડયો છે. કુદરતે આપણને પત્રવ્યવહાર દ્વારા કસોટી કરવાની તક આપી છે. મારા વિચારો તું જાણી શકી છું. તારા વિચારો હું સમજી શકયો છું. હવે એકજ વસ્તુ બાકી રહે છે અને તે એ, કે તારા પહેલા પત્રમાં લખ્યા મુજબ વિચારોની આપ લે કર્યા પછી હવે તું બાલ્યવયના વિવાહિત સંબંધમાંથી છૂટી થવા ઇચ્છે છે કે માતપિતાએ જોડેલા બાલ્યવયના વિવાહસંબંધને પાર ઉતારીને કસોટીમય લગ્ન કાયમ રાખવા ઇચ્છે છે?

સ્ત્રીઓના ગુણનો ભંડાર તેં તારા પત્રમાં શોધી શોધીને ભર્યો તે વાંચ્યો; પણ એ બધા ભૂતકાળનાજ હશે ને? વર્તમાન કે ભવિષ્યમાં તે અનુભવાશે, કે સ્મરણ પૂરતાજ રહેશે?

સ્વતંત્રતાના અર્થ સમજાવતો પત્ર તમે લખ્યો તે વાંચ્યો અને વાંચી આનંદ થયો. "પુરૂષો સ્ત્રીઓ ઉપરની સત્તા છોડી દઇ સ્ત્રીઓને સમભાગિની બનાવે એજ સ્ત્રીઓને મન સંપૂર્ણ સ્વતંત્રતા." મોડા મોડા પણ આખરે આ સત્ય તમે શોધી શકયાં અને સ્વતંત્રતાની હઠ છોડી દીધી તે ખુશી થવા જેવું છે. સ્ત્રીઓ સ્વતંત્રતાની હઠ ન પકડે

એટલે પુરૂષોને સત્તાનો ઉપયોગ કરવાનો રહ્યોજ નહિ. સ્ત્રીઓને પુરૂષોએ સમભાગિની ગણવીજ જોઇએ અને સમભાગિની ઉપર સત્તાનો અમલ સંભવેજ નહિ.

વેપારી પોતાની દુકાનના ભાગીદાર ઉપર સત્તા દર્શાવી શકતો નથી, બલ્કે સ્નેહ સમજાવટથીજ કામ લે છે. દુકાનનો મુનીમ અથવા કંપનીનો હેડકલાર્ક, ઓફિસનો મેનેજર અને મીલનો સેક્રેટરી ઇત્યાદિ માણસો ઉપર પણ માલિક કદિ સત્તા અજમાવતો નથી. કારણ કે તે જાણે છે કે તેમની બુદ્ધિએ અને તેમની મહેનતે પોતાનું કામ સંતોષપૂર્વક થાય છે, પોતાનું ગુજરાન ચાલે છે, પોતાની આગરૂ વધે છે અને વખાણ થાય છે. આ બધાનો કદાચ મોટો ગુન્હો કે મોટી ભૂલ હોય તો પણ તેમની સાથે શાંતિથી અને સમજુતીથીજ કામ લે છે. જ્યારે પગારદાર માણસો સામે પણ સત્તાનો ઉપયોગ થઇ શકતો નથી, ત્યારે જીવનભર નોકરી કરનાર સ્નેહ અને શાંતિ અર્પનારી ઉપર સત્તાથી કામ લેનાર મનુષ્ય ન ગણાય પણ મૂર્ખજ ગણાય. સત્તા અને સ્વતંત્રતાની બાબતમાં હવે આપણે એકમત થયાં એ નિર્વિવાદ છે. કોનો વિજય થયો અને કોનો પરાજય થયો એનો નિર્ણય આવતી કાલ કરી લેશે.

પ્રેમ અને સ્નેહની વ્યાખ્યા સારી છે. પ્રેમ એ સ્ત્રીનો મુખ્ય ગુણ છે અને સ્નેહ એ સ્ત્રીઓનું જીવન છે. એટલે સ્ત્રીઓ જેટલા પ્રમાણમાં પ્રેમ કેળવે એટલો ઓછો છે.

સંયુક્ત અને વિભક્ત કુટુંબના ગુણદોષ સંબંધી તારા વિચાર જાણ્યા. કેટલીક બાબત સાચી છે જ્યારે બાકીનામાં અભિમાનનો અંશ છે. હું પોતેજ સંયુક્ત કુટુંબમાં રહેવાનું પસંદ કરતો નહિ હોવાથી વધુ ચર્ચા કરતો નથી. છૂટા રહેવામાં હું વધુ આનંદ માનું છું અને વિભક્ત કુટુંબને હું ઉત્તેજન આપું છું. સ્વતંત્ર જીવનમાં જે આનંદ અને અનુભવ મળે તે સંયુક્ત કુટુંબી

ovનમાં મળતો નથી.

મારા દરેક પ્રશ્નોના જવાબ એકંદરે સંતોષભર્યા છે. છતાં ત્રના છેલ્લા પેરેગ્રાફમાં લખવા મુજબ "સમસ્ત સ્ત્રીજગતને ાનુકૂળ પડે અને પુરૂષોને પણ પસંદ રહે તેવા લગ્નના બંધારણના ાયમો હવે પછીના પત્રમાં જણાવીશ" તે વાંચી ખરેખર આનં- શ્ચર્ય પામ્યો. લગ્ન જેવા મહત્વના વિષયનાં બંધારણો સ્ત્રીઓના થે ઘડાય અને તે પુરૂષોને પસંદ પડે તે તો ખરેખર સોનામાં ગંધ મળવા જેવું છે. પત્ર મળ્યા પહેલાં અને વાંચ્યા સમજ્યા સવાય તે બાબતની અગાઉથી ચર્ચા કરવી અસ્થાને છે; અને થી હાલ તો મુલતવી રાખું છું.

તને પ્રશ્ન પૂછવાનો અધિકાર ખરો, અને તેનો જવાબ આપ- ાની મારી ફરજ પણ ખરી. તારો પ્રશ્ન ઘણો મહત્વનો છે. "સુખ ાને કહો છો, સુખ શેમાં માનો છો અને સુખનો અર્થ શો?" ાષય ઘણો મોટો છે અને જીવનમાં મુખ્ય છે, જેની ચર્ચામાં સ્તકોનાં પુસ્તકો ભરાય તેમ છે. છતાં મુખ્ય મુદ્દા લખી જણાવું વાંચી સમજી અનુભવમાં મૂકજે અને પરિણામ જણાવજે.

સુખનો અર્થ એ, કે જેમાં દુઃખનું નામ ન હોય અને ંકટને સ્થાન ન હોય અને લોભનું નિશાન ન હોય. સુખ કોને હો છો અને શેમાં માનો છો? તેનો જવાબ એકજ છે કે જેને ાખ કહીએ છીએ તેમાંજ સુખ માનીએ છીએ; એટલે હવે સુખ ાને કહેવાય એ એકજ પ્રશ્ન બાકી રહ્યો તેનો જવાબ નીચે જબ છે.

સુખ શેમાં છે? સુખ ક્યાં છે? સુખનું નામ કોઇ ઝાડ થી કે સુખ નામનું કોઇ ફળ નથી કે તે તોડી લેવાય. મનુષ્ય ાત્ર સુખ માટે ઝંખે છે, દિવસ રાત પ્રયત્ન કરે છે. સુખ મેળવવા ાનેક ઉપાયો કરે છે. ધારેલી વસ્તુ મેળવવા પ્રયાસ કરે છે. અને

તે ધારેલી વસ્તુ મળશે ત્યારે હું સુખી થઈશ એમ માની અથાક મહેનત કરે છે. ઇચ્છિત વસ્તુ મેળવે છે તે પછી તે વસ્તુમાં પણ સુખ નથી લાગતું. બલ્કે બીજી વસ્તુઓ સુખકર ધારી મેળવવાનો લોભ થાય છે.

મનુષ્યના કપાળે કપાળે જુદા મત હોય છે. કોઈ એકમાં સુખ માને છે તો કોઈ બીજામાં માને છે. તેનું કંઇ ચોક્કસ નથી. શારીરિક દૃષ્ટિએ તંદુરસ્તી, ખુશમીજાજી અને આનંદી સ્વભાવમાં સુખ મનાય છે. સામાજિક દૃષ્ટિએ સ્વતંત્રતામાં સુખ મનાય છે. ધાર્મિક દૃષ્ટિએ હૃદયના દયાળુપણામાં સુખ મનાય છે. નૈતિક દૃષ્ટિએ સંતોષમાં સુખ મનાય છે અને તાત્વિક દૃષ્ટિએ સમભાવનામાં સુખ મનાય છે. આમ વિવિધ વિષયમાં વિવિધ જાતનાં સુખો મનાય છે.

(૧) "શરીરે સુખી તો સુખી સર્વ વાતે" એ સિદ્ધાંતને અનુસરીને સદા નિરોગીપણું અને તંદુરસ્તીમાં જેટલું સુખ સમાએલું છે તેટલું બીજામાં નથી. મોટા મહેલોમાં વસતો હોય, દાસ દાસીઓ અને વાડી ગાડીમાં રહેતો હોય પણ જો શરીર સારૂં ન હોય તો તે સર્વ કંટકમય લાગે છે. સારાં સારાં ભોજનો, પકવાનો અને મેવા તથા ઉત્તમ વાનીઓ પડેલી હોય પણ તંદુરસ્તી સારી ન હોય તો તે ઉત્તમ વસ્તુઓ ઝેર જેવી લાગે છે. સુંદર, સારાં, શોભાયમાન કપડાં અને અનુપમ શૃંગારની વસ્તુઓ પણ આરોગ્ય વિના નકામી લાગે છે. હીરા માણેક, મોતી અને રત્નોના અનેક સુંદર આભૂષણો હોય પણ શરીર નિર્બળ બની ગયું હોય ત્યારે તે ભારસમ લાગે છે. અને ઉચકતાં દુઃખ થાય છે.

તંદુરસ્તી મેળવવા માટે ખુશમીજાજી અને આનંદી સ્વભાવ જરૂરનો છે. આનંદી સ્વભાવનો મનુષ્ય કેવો સુખી હોય છે અને તંદુરસ્તી બક્ષવા, ટકાવવા તેમજ વધારવામાં પણ ખુશમીજાજ કેવો સહાયક થઇ પડે છે તે તો સામાન્ય બુદ્ધિનો મનુષ્ય પણ

સહેલાઇથી સમજી શકે છે. બારીક દ્રષ્ટિએ જોતાં તંદુરસ્તી અને મોજીલા સ્વભાવનો પરસ્પર આધાર હોય એમ જણાય છે, પણ વધારે ઉંડા ઉતરીને જોતાં તંદુરસ્ત મનુષ્ય ખુશમીજાજી હોય તેના કરતાં આનંદી મનુષ્ય સારો તંદુરસ્ત હોય એમ વધારે જોવામાં આવે છે. સુખી રહેવા માટે તંદુરસ્ત રહેવું જોઇએ અને તંદુરસ્ત રહેવા માટે આનંદી સ્વભાવના બનવાની ખાસ કોશિષ કરવી જોઇએ.

(૨) "સ્વતંત્રતા સમાન સુખ નથી અને પરતંત્રતા સમાન દુઃખ નથી." એ સિદ્ધાંતને અનુસરી સ્વતંત્રતામાં જેટલું સુખ સમાએલું છે તેટલું બીજામાં નથી. પરાધીનતામાં નૌતમ ભોજન મળતું હોય, અપૂર્વ વિહાર મળતા હોય, રાજ્યમાં પણ ઉત્તમ સુખ અનુભવાતાં હોય, ટુંકામાં સર્વ અનુકૂળતાઓ હાસ્ય કરતી હોય તો પણ "પરાધીનતા" એટલા શબ્દોથીજ, મંત્રથી જેમ ભૂત પર અડદ છાંટ્યા હોય તેવી રીતે, સર્વ સુખ પલાયન કરી જાય છે અને "દુઃખિતે મનસિ સર્વમસહ્યમ્" એ ન્યાયે એ સર્વ સુખના સાધન તેજ અસહ્ય થઇ પડે છે. બીજી તરફથી સ્વતંત્રતામાં અન્ન વસ્ત્રના ઉધારા હોય, અપવાસથી કૃશ થએલી સ્ત્રીના સન્મુખ પેટ ઠોકતાં, દીન વદનથી, બોલવાની શક્તિના અભાવે જોઇ રહેતાં બાળકોના ડુસકાં સંભળાઇ રહ્યાં હોય, શીત, તૃષા અને તાપના ઝપાટાથી કાયા જર્જરિત થઇ ગઇ હોય તો પણ "સ્વતંત્રતા" એ મોહમંત્ર લોહનું સુવર્ણ બનાવે છે, કોલસાના હીરા બનાવે છે, એ દુઃખને સુખરૂપ કરે છે. સ્વર્ગમાં રહીને બીજાની પરતંત્રતા ભોગવવામાં જેટલું સુખ નથી તેના કરતાં પણ અધિક સુખ નરકમાં સ્વતંત્રપણે રહેવામાં છે.

(૩) "ધર્મે જય છે અને ધર્મ સદા સુખકર છે." એ સિદ્ધાંતને અનુસરીને ધર્મમાં જેટલું સુખ છે તેટલું બીજામાં નથી. ધર્મનું મૂળ દયા છે અને દયાની ઉત્પત્તિ હૃદયના દયાળુપણામાંજ છે.

દયાળુ દિલનો શાસ્ત્રાર્થ કરવા બેસીએ તો દયા કોને કહેવી, તેજ નક્કી કરવામાં વાંધો ઉઠયા વગર રહે તેમ નથી. ખરી દયા તો વગર કસુરે જે માણસ પીડાતો હોય તેના પ્રત્યે સદ્‌ભાવ બતાવી તેને સહાય કરવી તે છે. હરામનાં હાડકાં વધારી સમાજના બોજારૂપ થઇ પડેલાઓ માટે જીવ ઝીંકાટી નાખવો તે દયા નહિ, પણ કેવળ ભ્રમણા છે. અવિરત શ્રમ ઉઠાવી રાતદિન વૈતરાં કરવા છતાં જે પેટ પૂરતું ખાવાનું કે અંગ ઢાંકવા પૂરતું પહેરવાનું પણ મેળવી ન શકતો હોય અને જેની મહેનતના પૈસા માલેતુજાર, ઢોંગા અને દગડાઓ પચાવી પાડતા હોય તેજ ખરેખરી દયાને પાત્ર છે. અને તેવી દયા જેના દિલમાં ઉગી નીકળતી હોય તેજ મનુષ્ય આત્મ-સંતોષનું ખરેખરૂં સુખ અનુભવી જનતાને પણ સુખી કરી શકે છે.

(૪) "સંતોષી સદા સુખી અને લોભી સદા દુ:ખી." એ સિદ્ધાંતને અનુસરી સંતોષમાંજ સર્વ સુખ સમાએલું છે. પ્રભુ જે ઘડીએ જે સ્થિતિમાં રાખે તેમાં સંતોષ માનવો અને તે સ્થિતિમાં સુખ માનવું. દુ:ખમાં પણ સુખ માનવું. જો કે તે કઠિન છે. પણ પ્રભુ ઉપર આસ્થા રાખી, પ્રભુ જે કરે છે તે સારા માટે એમ ધારી દુ:ખમાં સુખ માનવું. "જ્ઞાન સમાન આનંદ નથી અને સંતોષ સમાન સુખ નથી." મનુષ્યે દરેક વસ્તુને સંતોષની દૃષ્ટિએ જોવું અને સુખ દુ:ખ સરખા ગણી પ્રભુ જે સ્થિતિમાં રાખે તે સ્થિતિમાં સંતોષ માની રહેવું. પ્રભુની ઇચ્છાને આધીન થઇ જે સ્થિતિમાં મૂકાયા હોઇએ તેમાં સુખ માનવું. મનની સ્થિતિ ઉપર બધો આધાર છે. ઘડીકમાં એ સ્થિતિમાં સુખ લાગે તો ઘડીકમાં બીજી સ્થિતિમાં સુખ લાગે છે. જે સ્થિતિમાં મૂકાયાં હોઇએ તે સ્થિતિમાં સારા કામો કરી શાંતિ મેળવવી એ ખરૂં સુખ છે. ખરૂં સુખ સંતોષી અને જ્ઞાનીજ અનુભવે છે. કેટલાંક મનુષ્યો અસંતોષી અને લોભી હોય છે, તેઓ કદિ સુખ મેળવી શકતાં નથી, રાજવૈ-

ભવ હોય, પૈસો ટકો હોય, પુત્રાદિક હોય છતાં પણ હંમેશાં બળાપો કર્યા કરે છે કે હું સુખી નથી. એવો મનુષ્ય ખરેખર હીણભાગી છે. કારણ કે પ્રભુએ જે આપ્યું છે તેનો તે ઉપયોગ નથી કરતો અને વધારે આશા રાખે છે. જે આપ્યું છે તેનો ઉપયોગ કરવાને બદલે જે નથી તેનો બળાપો કરે છે. મનુષ્ય સુખ ભોગવવાને સર્જાયો છે અને પ્રભુ દરેકને સુખીજ રાખે છે. માટે મનુષ્યે જે સ્થિતિમાં હોય તેમાં સંતોષ માની સુખી રહેવું અને બીજાને સુખી કરવાં. બીજાનું સુખ જોઇ અદેખાઇ ન કરવી પણ જે સ્થિતિમાં મૂકાયાં હોઇએ તેમાં સંતોષ માની સુખી થવું જોઇએ. એજ સાચું અને ખરૂં સુખ છે.

(૫) તત્વદષ્ટિએ જોતાં દરેક ચીજમાં સમભાવના રાખવી એમાંજ સુખ સમાયેલું છે. કોઈ મોટા મહેલોમાં સુખ માને છે. કોઇ સાદી ઝુંપડીમાં સુખ માને છે. કોઇ બડાઇમાં, કોઇ નમ્ર થઇ રહેવામાં સુખ માને છે. કોઇ સાત્વિકતામાં, તો કોઇ ધન દોલતમાં, કોઇ વિધવિધ ભોજનમાં, તો કોઇ ત્યાગમાં, કોઇ બાહ્યાડંબરમાં, કોઇ સત્ય સરળતામાં, કોઇ નીતિધર્મમાં તો કોઇ છળ પ્રપંચમાં, આમ વિવિધ માણસો અનેકવિધ રીતોમાં સુખ માને છે. આ તત્વદષ્ટિએ નીરખતાં સમભાવિક રહેવામાં સુખ છે તે બીજા કોઈમાં નથી.

મારી દષ્ટિએ આ બધાનો સાર એ છે કે તંદુરસ્ત અને હંમેશ ખુશમીજાજવાળો તથા દયાળુ હૃદયવાળો સ્વતંત્ર મનુષ્ય સમભાવિ અને સંતોષપૂર્વક દરેક કાર્યમાં લાગ્યો રહે અને જે જે સ્થિતિમાં હોય તેમાં સંતોષ રાખી આનંદ માની રહે તો તે સદા સુખજ અનુભવે.

સુખનું લંબાણ વિવેચન તને વાંચતાં કંટાળાભરેલું નહિ લાગે તો લીધેલા શ્રમનો પશ્ચાત્તાપ નહિ રહે. આ પત્ર પૂર્ણ કરૂં

છું. સાથે સાથે તને યાદ દેવડાવું છું, કે તારા ગયા પત્રમાં લખ્યા મુજબ લગ્ન બંધારણના નિયમો જે લખી મોકલવાના હતા તે હજુ સુધી મળ્યા નથી. તો આ પત્ર મળેથી તરત લખી જણાવીશ, એ આશા સાથે હાલ તો અટકું છું.

લી. શાંતિકુમાર

## પત્ર ૮ મો

લંડન, તા. ૮-૯-૧૯૩૯

**શ્રી શાંતિકુમાર,**

વિ. આપનો તા. ૧૫-૮-૧૯૩૯નો પત્ર મળ્યો. વાંચી હર્ષ થયો છે. સુખ અને તેના અનેક પ્રકારો જુદી જુદી દૃષ્ટિએ લખ્યા તે વાંચ્યા છે. અત્યાર સુધી હું ફક્ત "સ્વતંત્રતા સમાન સુખ નથી" એમ માનતી. અને સુખનો અર્થ પૂછાવવાનો મારો ખરો આશય સુખના નામે તમારા મુખે સ્વતંત્રતાનાં વખાણ કરવાં એ હતો, પણ તમેય ક્યાં કાચા છો? તમેય બધી રીતે સુખના અર્થ કરીને મોકલ્યા! આપે પત્રમાં સુખની અનેક દૃષ્ટિએ સમાલોચના કરી તે એકંદરે સાચી છે. એટલે સરવાળે તો મને કાંઇ નુકશાન નથી. બલ્કે આપનો પત્ર મારો જે એકતરફી ભ્રમ હતો તેને નાશ કરવાને સફળ નીવડયો અને કાંઇક ઉપયોગી પણ થયો.

આપના પત્રના બીજા પેરેગ્રાફમાં મને પુરૂષદ્વેષિણીનો કલ્પનાનો ઇલ્કાબ આપી, અને હું યોગ્ય અને ઇચ્છિત પતિ મળે તો પરિણીત જીંદગીમાં રહેવા ખુશી છું એમ માની સમજીને, વિચારોની આપ લેના આશરા હેઠળ, માતપિતાએ જોડેલા વિવાહ સંબંધને કાયમ રાખી કસોટીમય લગ્ન કરવા ઇચ્છું છું કે કેમ એવો

પ્રશ્ન પૂછવામાં આવે છે. હું સમજી નથી શકતી કે એક વખત વિવાહિત સંબંધમાંથી છૂટી કરવાની માંગણી કરનાર પોતેજ તે વિવાહિત સંબંધ કાયમ રાખી, લગ્ન કરવાની ભાવના સાથે અને લગ્નમાં જોડાવાનો પ્રશ્ન પૂછીજ કેમ શકે?

વિવાહિત સંબંધમાં છૂટાં થવાની માંગણી પહેલી તમે કરી, છૂટા થવાનો પ્રશ્ન તમે પહેલો પૂછયો, અને તે બાબતનો પત્ર પણ પહેલો તમેજ લખ્યો. આમ દરેક રીતે પહેલ કરનાર તમે છો, એટલે તે સર્વના જવાબ પણ પહેલાં તમારેજ આપવા રહ્યા. હું એટલી બધી મૂર્ખ નથી કે તમે છૂટા થવાની માંગણી કરો અને તમે ફરી પાછા લગ્નમાં જોડાવાની માંગણી કરો તે હું કબુલ કરૂં. લગ્નમાં છૂટા થવાની માંગણી તો હજુ ઉભીજ છે. તે દરમ્યાન તમે લગ્નમાં જોડાવાનો પ્રશ્ન પૂછીજ શી રીતે શકો? તમે પહેલી માંગણી છૂટા થવાની કરી છે તે પાછી ખેંચી લેવાને તૈયાર છો કે કેમ? તેમજ તમે માતાપિતાએ જોડેલાં લગ્ન કાયમ રાખવા ઇચ્છો છો કે કેમ? આ બન્ને પ્રશ્નનો આપનો જવાબ મળ્યા પછી મારો જવાબ હું જરૂર લખી જણાવીશ. હાલ જવાબ નથી આપી શકતી તે બદલ માફ કરશો.

સ્વતંત્રતાની હઠ છોડી દીધી તેથી તમે જેટલા ખુશી થયા છો, તેના કરતાં તમે સત્તાનો ત્યાગ કર્યો તેથી હું વધુ ખુશી થઇ છું. સત્તાનો તમે ત્યાગ કર્યો એટલે પતિ તરીકે તમે પત્ની ઉપર અમલ કરી શકશો નહિ, દબાવી શકશો નહિ, તેમજ ઇચ્છા વિરૂદ્ધ કોઇ પણ કાર્ય કરાવી શકશો નહિ. એ તો કબુલ કરો છોને? સ્ત્રીઓને સ્વતંત્રતા લઇ કાંઇ રાજ્ય કરવા જવાનું નથી. સ્ત્રીઓને ફક્ત ગૃહ સ્વતંત્રતા મળે એજ એમને મન સર્વસ્વ છે. સત્તાનો રાજી-ખુશીથી થએલો નાશ એનું નામજ સ્વતંત્રતા. સત્તા અને સ્વતં-ત્રતાની બાબતમાં આપણે અત્રે એકમત થયાં એ ખુશી થવા જેવું

છે. માની લીધેલા વિજયના ગર્વમાં, કોનો વિજય થયો અને કોનો પરાજય થયો તેનો નિર્ણય તમે આવતી કાલને સોંપો છો. પરંતુ વિજયની વરમાળા તો હું તમને આજેજ સોંપું છું. કારણ કે હું તો પરાજયમાં સુખ માનનારી છું. એક પણ પરાજય વેઠયા વિનાનો મળેલો સસ્તો વિજય કોડીના મૂલ્યનો છે. પરાજયનો ડંખ અને વિજયનો ગર્વ—જેના હૃદયમાં આ બે વસ્તુ છે તે કદિ પણ સાચો મનુષ્ય બની શકતો નથી. વિજય કરવાથી ધૃણા ઉપજે છે. કેમકે પરાજીતને દુઃખ થાય છે. જેણે જય અને પરાજય બન્નેનો ત્યાગ કર્યો છે તેજ સુખી છે અને શાંત છે. હવે લગ્નના બંધારણ વિષયની સૂચનાઓ લખી જણાવું છું.

કોઈ પણ વ્યવહારમાં સ્વચ્છંદ, સ્વેચ્છાચાર કે અસંયમ વિઘ્નકરજ નીવડે છે. આજનાં પ્રચલિત લગ્નો એટલે અનીતિમય વિનિમય-સોદો, સ્વચ્છંદ અને સ્વેચ્છાચારનું સાધન, સત્તા અને પરતંત્રતાનું સ્થાન. આવાં લગ્નો સ્ત્રી પુરૂષ ઉભયને દુઃખકર નીવડે એ સ્વાભાવિક છે.

"હિંદુ સમાજમાં કુમારી અપરિણીત કદિ રહીજ ન શકે". એવા અવિચારી વિચારો જડ ઘાલીને બેઠા છે, અને એવા વિચારોમાંથીજ લગ્નનો આદર્શ હલકો પડયો છે. અને એવા હલકા આદર્શમાંથી નીતિ અને વિવેકબુદ્ધિનો નાશ થયો છે. તેના પરિણામે પુરૂષો લગ્નને સ્વચ્છંદ અને સ્વેચ્છાચાર પોષવાનું સ્થુળ સાધન માની બેઠા છે. એટલુંજ નહિ પણ સ્ત્રીને ફક્ત વિષયનું સાધન માનવાની હદ સુધી આજનો પુરૂષવર્ગ આવી પહોંચ્યો છે.

આજે શાંત, સંતોષી જોડાં, સ્નેહી અને આનંદી યુગલો બહુ ઓછાં નજરે પડે છે. આજે ઓછાવત્તા પ્રમાણમાં ગામડામાં અને સુધરેલાં શહેરોમાં પણ ક્લેશ, કંકાસ, અશાંતિ, નિરાશા અને

નીતિભ્રષ્ટતા નજરે પડે છે. એ બધાનું મૂળ કારણ પ્રચલિત લગ્નવિધિ અને નીતિઘાતક કેળવણી છે.

લગ્ન જેવા સારાય જીવનના પ્રશ્નમાં નથી હોતી સ્વતંત્રતા કે નથી હોતી એકમેકનો પરિચય કરવા–કરાવવાની વાત; નથી જોવામાં આવતું વય કે સદ્ગુણનું પ્રમાણ. આજના લગ્નથી એક જગ્યાએ પુરૂષ હૃદયમાં અસંતોષ જન્મે છે તો બીજી બાજુ સ્ત્રી અસંતોષી રહે છે. માનવજીવનમાં સાંસારિક અસંતોષ મહા ભયંકર છે, અને એક અસંતોષ બીજા અનેક અસંતોષને નોતરે છે.

આવા સર્વ અસંતોષકારક પરિણામને ઉત્તેજન આપનારી લગ્નની જડ ઘાલેલી જુની પ્રથાઓનો નાશ કરી નવા લગ્નના નિયમો ઘડાવા જોઇએ અને તેનો વિધિપૂર્વક અમલ થવો જોઇએ. મારી અલ્પ શક્તિ મુજબ હું આવું એક નિયમોનું બંધારણ લખી મોકલું છું. તેમાં સુધારા વધારાને જરૂર અવકાશ રહેલો છે. તો યોગ્ય લાગે તે લખી જણાવજો.

સમાજસુધારાના હેતુથી નીતિ અને સ્નેહનું સમન્વય કરી નવા બંધારણ ઘડી તેને અનુસરી લગ્ન કરવામાં આવે તો તેમાં જે મધુરતા, શાંતિ અને આનંદ મળે તે હાલની ચાલુ પ્રથા કરતાં અનેક ગણા અનુકરણીય અને આશીર્વાદ સમાન નીવડશે.

પશ્ચિમની સુધરેલી બ્હેનોએ પણ સુધારો કરાવ્યો છે અને લગ્નનાં વ્રતોમાં પણ ત્યાં ધર્મગુરૂઓ પાસે ફેરફાર કરાવ્યા છે; આપણે પણ તેમની માફક સ્વાશ્રયથી આગળ વધવુંજ જોઇએ.

એક કંપની ઉભી કરવી હોય, કોઇ ધંધો કરવો હોય અને તે માટે ભાગીદારની જરૂર પડે ત્યારે ફક્ત દ્રવ્યના રોકાણ પુરતી સમાન ભાગીદારી અને સમાન હક આપીએ છીએ, પછી તે ભાગીદાર પુરૂષ હોય કે સ્ત્રી હોય. ફક્ત વેપાર જેવા સવાલમાં અને ખાલી દ્રવ્ય રોકાણ ખાતર પુરૂષો સમાન ભાગીદારી કબુલ કરે છે;

જ્યારે હરહંમેશને માટે જીવનભર સેવા કરવાનું કબુલ કરતી સ્રીને સમાન ભાગીદારી ન મળે એ શું ન્યાય છે?

વેપાર શરૂ કરનારને પણ નિયમો ઘડવા પડે, કંપની ઉભી કરનારને પણ કોલકરાર કરવા પડે, સમાજ ઉભી કરવા માટે પણ બંધારણ ઘડવાં પડે. કલબ, સભા કે સોસાયટી શરૂ કરનારને પણ ધારાધોરણની જરૂર રહે છે. તેજ મુજબ લગ્ન જેવા આખા જીવનના પ્રશ્નમાં પણ નિયમોની જરૂર ખરીજ અને તેથી લખી જણાવું છું.

૧ **પતિઃ**—કુદરતે ઉત્પન્ન કરેલા મનુષ્યના બે સમાન વર્ગમાંનો એક, દંપતીના બે ભાગીદારોમાંનો એક. દુનીઆની સર્વ સ્રીઓમાં એક સિવાયની બાકીનીનો ભાઇ અથવા પુત્ર, સંસાર સાગર તરવાની હોડીનો કેપ્ટન અને પત્નીનો તારણહારઃ આનું નામ પતિ.

૨ **પત્નીઃ**—કુદરતે ઉત્પન્ન કરેલા મનુષ્યના બે સમાન વર્ગમાંની એક, દંપતીના બે ભાગીદારમાંની એક. દુનિઆના સર્વ પુરૂષોમાં એક સિવાયના બાકીનાની મા બહેન, અથવા પુત્રી, સંસાર સાગર તરવાની હોડીની ખલાસી, અને પતિને સુખ આનંદ અર્પનારઃ એનું નામ પત્ની.

૩ **પતિઃ**—શાંતિ, પવિત્રતા, વિશ્વાસ, સહનશીલતા, ઉદ્યોગ સદ્દબુદ્ધિ, સાહસ, અને સ્વાશ્રય આ આઠ ગુણો પતિમાં હોવા જોઇએ.

૪ **પત્નીઃ**—સદ્દવર્તન, સેવાભાવ, સ્નેહ, દયા, સંતોષ, વિનય, પ્રેમ અને પતિભક્તિ આ આઠ ગુણો પત્નીમાં હોવા જોઇએ.

૫ **લગ્નઃ**—પતિ અને પત્ની ઉભયની સંમતિએ, સ્વેચ્છાએ, અને સ્વાનુભવે એક બીજાના જીવનને જોડી જીવનભરના મિત્રો બનાવનાર પવિત્ર વસ્તુ, હૃદયની અદૃશ્ય અતૃપ્તિને તૃપ્ત કરવાનું સાધન. વિકસિત થએલા સ્રી પુરૂષના હૃદયમાં એક પ્રકારની

અતૃપ્તિ અને પિપાસા સ્વભાવિક રહે છે, જેને પુરૂષ સ્ત્રીહૃદય-માંથી અને સ્ત્રી પુરૂષહૃદયમાંથી તૃપ્ત કરી શકે; એ તૃપ્તિનો પરિપાક તે લગ્ન.

૬ **દાંપત્ય**:—પતિએ માન્ય કરેલી પત્ની અને પત્નીએ કબુલ કરેલા પતિ ઉભયનું લગ્ન-સંબંધથી જોડાવું અને ત્યાર પછી સંસારમાં સાથે રહી જીવનના પ્રશ્નો ઉકેલવા, એનું નામ દંપતી જીવન.

૭ પત્ની પતિની અર્ધાંગના અથવા ભાગીદાર તરીકે રહેશે. એટલે વ્યાપારી કામ સિવાયના દરેક પ્રસંગોએ સ્ત્રી પતિની સલાહથી અને પતિ સ્ત્રીની અનુમતિથી સંસારનાં દરેક કાર્યો કરી શકશે.

૮ પતિનાં સગાંવહાલાં, માતપિતા કે ભાઇ બ્હેનની સાથે પત્નીને સંયુક્ત કુટુંબમાં રહેવાનું હોય તો સ્ત્રી સ્વતંત્ર રહી શકે તેવી ગોઠવણ પતિએ કરી આપવી પડશે. પતિનાં માતાપિતાની સેવા કરવી એ સ્ત્રીની ફરજ ગણાશે પરંતુ પતિના માતપિતાનો પુત્રવધુ પાસે સેવા ચાકરી માંગવાનો હક રહેશે નહિ.

૯ પતિ પત્નીને ગુલામ તરીકે રાખી શકશે નહિ. પણ આદર્શ ગૃહિણી તરીકે રાખી શકશે. તેમજ પતિની સત્તા કે જબરદસ્તી ચાલી શકશે નહિ. ફકત પતિને પૂજ્ય માની સેવા કરવાની, યોગ્ય હુકમોનો અમલ કરવાની, સદા શાંતિ અને આનંદ અર્પવાની સ્ત્રીની ફરજ ગણાશે; જ્યારે પત્નીને સમાન માની સુખી સંસારનાં અનેક કાર્યો કરવાની પતિની ફરજ ગણાશે.

૧૦ પત્નીની પહેલી ફરજ પતિના આરોગ્ય અને તંદુરસ્તીની હંમેશ સંભાળ રાખવાની રહેશે તેમજ પત્નીના આરોગ્ય અને તંદુરસ્તી સાચવવા ખાસ ધ્યાન રાખવું—એ પતિની ફરજ ગણાશે.

૧૧ દંપતી જીવનમાં જોડાયા પછી તરતજ અકસ્માત સારૂ

પતિએ પાંચ થી દશ હજારનો શક્તિ અનુસાર વીમો ઉતરાવવો પડશે.

૧૨ પત્ની કરતાં પતિની ઉંમર બમણી કરતાં વધુ માલમ પડશે તો પત્ની ગમે તે વખતે છૂટાછેડા કરવાને હકદાર રહેશે.

૧૩ પતિ પત્નીનું ભરણપોષણ કરવાને અશક્ત હોય કે નિષ્ફળ નીવડે તો પત્ની ગમે તે વખતે છુટાછેડા કરવાને હકદાર રહેશે.

૧૪ પુનર્લગ્ન યા ફરી લગ્ન માટે જેટલી છૂટ પતિ લેવા ઇચ્છતો હોય તેટલીજ છૂટ પત્નીને પહેલેથી આપવી પડશે.

૧૫ ધાર્મિક વિચારો અને વર્તનમાં પતિ પત્ની સ્વતંત્ર રહેશે. કોઇ કોઇના ઉપર દબાણ કરી શકશે નહિ.

૧૬ ગૃહવ્યવસ્થાનો સંપૂર્ણ અધિકાર પત્નીના હાથમાં રહેશે. વ્યાપાર વ્યવસ્થામાં સંપૂર્ણ અધિકાર પતિનો રહેશે. સંસાર વ્યવસ્થા ઉભયની સંમતિએ ચાલી શકશે. એમાં જોહુકમી કે જબરદસ્તીનો સમાવેશ થઇ શકશે નહિ.

૧૭ સ્ત્રી અને પુરૂષ એ માત્ર કુદરતી ભેદો છે. સ્ત્રીઓ પણ પુરૂષોના જેટલીજ શક્તિમાન અને બુદ્ધિશાળી હોય છે. એટલે સ્ત્રીઓને પણ પુરૂષના જેટલાજ નૈતિક તેમજ સામાજિક હક્ક હોવા જોઇએ. તેમજ સ્ત્રી અને પુરૂષ બંને વર્ગની સ્વાધીનતા અને હકો સંબંધી કાંઇ પણ ઓછું વ-તું નજ હોવું જોઇએ.

ઉપર મુજબના સઘળા નિયમો લખી જણાવેલા છે તેમાં સુધારાને અવકાશ છે. તે લખી જણાવજો, તેમજ ભૂલો પણ જરૂર બતાવજો. પત્ર ધારવા કરતાં વધુ લાંબો થઈ ગયેલો છે. એટલે ઇચ્છા અનિચ્છાએ પણ પૂરો કરવોજ રહ્યો. પત્રમાં કેટલીક વસ્તુઓ દેખીતી રીતે પુરૂષો વિરૂદ્ધ છે. એટલે ક્રોધ નહિ કરતાં ક્ષમા દૃષ્ટિએ વાંચવા ભલામણ છે. હાલ એજ.

લી૦ **જયાલક્ષ્મીના**

પ્રણામ.

# પત્ર ૯ મો

લંડન તા. ૮-૧૦-૧૯૩૯

શ્રી. જયાલક્ષ્મી,

પત્ર મળ્યો. સુખના અર્થ તને ગમ્યા તે આનંદની વાત છે. એક વખત મેં વિવાહિત સંબંધમાંથી છૂટા થવા માટે લખ્યું અને ફરીથી વિવાહિત સંબંધ કાયમ રાખી લગ્ન સંબંધમાં જોડાવાનું લખીજ શી રીતે શકું? એ પ્રશ્ન ખરેખર અવિચારણીય છે. વિવાહિત સંબંધમાં છૂટા થવાની માંગણી પહેલી મેંજ કરી હતી, અને સહર્ષ પાછી પણ હું જ ખેંચી લઉં છું. અને વિવાહિત સંબંધ કાયમ રાખવા ઇચ્છું છું. તું તારી માંગણી પાછી ખેંચી લઇ લગ્ન સંબંધમાં જોડાવા તૈયાર છે કે નહિ તેનો જવાબ સત્વર લખી જણાવજે. બાકી લગ્નની બાબતમાં હું મારૂં ચોક્કસપણું પત્રમાં લખી શકું નહિ. વિવાહિત સંબંધ કાયમ રાખ્યો એટલે લગ્ન સંબંધ કાયમજ થશે. તે બાબતનું વધુ લખાણ પત્રમાં કરવું સારૂં નહિ. થોડાક મહિનામાંજ આપણે રૂબરૂ મળીશું ત્યારે આપણે બન્ને આપણા વિચાર દૃઢ કરીશું.

તારા લખવા મુજબ એમ લાગે છે કે વિવાહિત સંબંધમાંથી છૂટા થવાની માંગણી કરનારા વિચારો એકદમ બદલાઇને લગ્ન સંબંધ કાયમ રાખવાની માંગણી કરનારા વિચારો થયાજ શી રીતે? તારી સાથેના પત્રવહેવાર ઉપરથી એમ લાગ્યું કે તારી સાથેનો વિવાહિત સંબંધ છૂટો કરવામાં લાભ કરતાં હાનિ વિશેષ રહેલી છે. એમ સમજીને તને તે બાબતનો પ્રશ્ન પૂછયો હતો. જે વસ્તુનો એક વખત નિર્ણય કર્યો પછી એમ લાગે કે તે નિર્ણય હવે અનુપયોગી છે એટલે તરત આપણા વિચારો બદલવા જોઇએ. વિચારો બદલવામાં નાનમ ન હોવી જોઇએ. જે જે થઈ ગયેલા

વિચારો જ્યારે જ્યારે આપણને ખોટાં લાગે ત્યારે ત્યારે તે વિચારો બદલવાજ જોઇએ. એમાં શરમ ન હોવી જોઇએ. શરમને લઇને જે માણસ પોતાના વિચારો વખતોવખત બદલતો નથી તે મનુષ્ય કદિ આગળ વધતો નથી. માટે જ્યારે જ્યારે વિચારો બદલવાની જરૂર પડે ત્યારે બદલવાજ જોઇએ અને તેમાંજ લાભ સમાયલો છે.

બીજ બદલાઇ અંકુર થાય છે; અંકુર બદલાઇને છોડ થાય છે; છોડ બદલાઇને વૃક્ષ થાય છે. કુમાર બદલાઇને પુખ્ત વયનો મનુષ્ય થાય છે. તુરો મરવો બદલાઇને ખાટી કેરી થાય છે, અને ખાટી કેરી બદલાઇને પાકી, ગળી કેરી થાય છે. તમે બાળકને બાળક રૂપમાંજ, બીજને બીજનાજ રૂપમાં અને મરવાને મરવાના રૂપમાંજ સદા સર્વદા રાખવાનું લાભદાયી ગણો છો ?

સત્યની પણ ભૂમિકા છે. બાલ્યાવસ્થામાં સત્ય ભાસે છે, તે કુમારાવસ્થામાં અસત્ય લાગે છે. કુમારાવસ્થામાં જે સત્ય લાગે છે તે યુવાવસ્થામાં અસત્ય ભાસે છે અને યુવાવસ્થામાં જે સત્ય જણાય તે પુખ્ત વયે અસત્ય જણાય છે.

આપણે અત્યારે જેટલી વિદ્યા અને જ્ઞાન મેળવ્યું છે તેનાથી ચઢીઆતી વિદ્યા અને જ્ઞાનની સાથે સરખાવતાં આપણું જ્ઞાન તે અસત્ય અર્થાત ઉતરતા પ્રકારનું હોય તે સ્વાભાવિક છે. ચઢીઆતી વિદ્યા અને જ્ઞાનની પ્રાપ્તિ માટે આજે જે આપણું જ્ઞાન અને વિદ્યા ઉતરતા પ્રકારનાં છે તેનો ત્યાગ કરવોજ પડશે. ઉંચા વિચારોવાળા જ્ઞાનમાં પ્રવેશ કરવા માટે આપણા ઉતરતા પ્રકારના જ્ઞાનનો ત્યાગ કરવોજ રહ્યો. આમ ઉચ્ચ વિચારો મેળવવા અને તેનો ઉપયોગ કરવા સારૂ હલકા અથવા ઉતરતા પ્રમાણના વિચારોનો નાશ કરવોજ પડે. આશા છે કે મારા વિચારો કેમ ફેરવાયા અને તે ફેરવવા જરૂરી હતા કે નહિ તે તું સંપૂર્ણ સમજી શકી હઇશ.

સત્તા અને સ્વતંત્રતાનો ઝઘડો પતી ગયો અને તેની વિજ-

યની વરમાળ મનેજ તમે સોંપી છો તે ઘણી ખુશી થવા જેવી વાત છે. ખોટો વિવેક દર્શાવવાની ટેવ ન હોવાથી હું તે વગર આનાકાનીએ સ્વીકારૂં છું. અને એવી વરમાળો હંમેશ મળતી રહે એજ આશા રાખું છું.

હિંદુ સમાજમાં પ્રચલિત એવી લગ્નની જુની રૂઢિઓનાં અનિષ્ટ પરિણામો દર્શાવી તમે તમારી બુદ્ધિએ અને તમારી અક્કલ અનુસાર પતિપત્નીની વ્યાખ્યા, લગ્ન, હક ઇત્યાદિના સત્તર નિયમો લખી મોકલ્યા તે વાંચ્યા અને વાંચી સ્વાભાવિક હાસ્ય ઉત્પન્ન થયું.

તમે ઘડી મોકલેલા આ લગ્નનિયમો ફક્ત જાણ પૂરતાંજ લાગે છે. અને તેનો જ્યાં સુધી સમાજ સ્વીકાર ન કરે ત્યાં સુધી અમલમાં ન આવે એ તો ચોક્કસ છે ને? લખ્યા બદલની મહેનત નિષ્ફળ ગઇ એમ ન ગણાય તેમજ ધારણા મુજબ તેનો સ્વીકાર થવો પણ શક્ય ના ગણાય.

તમારી લગ્નનિયમાવલીને **"જયાલક્ષ્મી એક્ટ"** તરીકે શારદા બીલની માફક પાસ કરાવવા કોઇ ધારાસભાના મેંબર ઉપર તો મોકલી આપ્યો નથીને?

**"જયાલક્ષ્મી એક્ટ"**ના નિયમોમાં કેટલાક અર્થ પૂરતાજ છે, તેમજ કેટલાક સૂચના પૂરતાજ છે તે બન્ને સ્વીકારી શકાય તેવા છે; બાકીના કેટલાક ક્રાંતિમય છે. તેની ચર્ચા પત્રમાં કરી શકાય તેવી નથી. એટલે રૂબરૂ મળીશું ત્યારે તે બાબતની વધુ ચર્ચા કરીશું.

"જયાલક્ષ્મી" એક્ટના કેટલાક નિયમો પુરૂષોને અગમ્ય છે અને જે વસ્તુ અગમ્ય હોય તે આદરણીય બની શકે નહિ. આદરણીય ન હોય તેનો આદર કે સત્કાર કરવો એ પાપ છે. એકાદ બે નિયમો તો ખાસ કરીને અયોગ્ય છે. અને અયોગ્ય હોવા છતાં તેને

યોગ્ય ગણી અમલ કરવો એ અનીતિ છે. અનીતિ જાણવા છતાં તે કબુલ રાખવી એ દ્રોહ છે.

દાખલા તરીકે "જયાલક્ષ્મી એકટ" ૧૯૩૯ કલમ નંબર ૧૪ "પુનર્લગ્ન કે ફરી લગ્ન માટે જેટલી છૂટ પતિ લેવા ઇચ્છતા હોય તેટલીજ છૂટ પત્નીને પહેલેથી આપવી પડશે." પહેલાં તો હું આનો અર્થ સમજી શકયો નહિ. ખૂબ વિચારાંતે મેં એનો નીચે મુજબ અર્થ કર્યો. તે હું ધારૂં છું કે બરાબર હશે.

લગ્ન સંબંધમાં જોડાયા પછી પત્ની ગમે ત્યારે મરણ પામે ત્યારે પતિ જો વિધુરલગ્ન યા ફરી લગ્ન કરવા ઇચ્છતો હોય તો પતિના મરણ બાદ પત્નીને પણ વિધવાવિવાહ કરેવાની છૂટ આપવી જોઇએ. ટુંકામાં પુરૂષોએ વિધુર લગ્ન કે ફરી લગ્નનો ત્યાગ કરવો જોઇએ. અથવા તો સ્ત્રીઓને વિધવાવિવાહ કરવાની છૂટ આપવી જોઇએ. પુરૂષો તો વિધુર લગ્ન કે ફરી લગ્ન કરતાજ આવ્યા છે એટલે તે તો બંધ થાયજ નહિ. આખી કલમનો મુખ્ય સાર વિધવાવિવાહની છૂટ આપવી એ છે, તે મારી દૃષ્ટિએ અનુચિત અને અસંભવિત છે.

હું તો ધારૂં છું કે કલમ નંબર ૧૪ને અંગે પતિ પત્ની લગ્નથી જોડાય તે પછી તરતજ મરણ બાબતની અને ફરી લગ્ન સંબંધની જે છૂટ પુરૂષ વર્ગને છે તેટલી જ છૂટ સ્ત્રી વર્ગને આપવી પડશે, એટલે પુરૂષો વિધુર લગ્ન કરે તો સ્ત્રી વિધવાવિવાહ કરી શકે એ બાબતની છૂટ નક્કી કરી તે બાબતનો પાકો દસ્તાવેજ પણ કરવો પડશે અને તેને રજીસ્ટર્ડ પણ કરાવવો જોઇએ. જેથી કરીને પતિના મરણ પછી પુનર્લગ્ન કે વિધવાવિવાહ કરતી વખતે કોઇ રોકાણ કરી શકે નહિ.

આ વિધવાવિવાહ જેવી હલકટ વાતો તમે કયા ધર્મમાંથી શોધી કાઢી? પુરૂષોનું દરેક બાબતમાં અનુકરણ કરવાનું કોણે શી-

ખવાડયું ? લગ્ન કર્યાં પહેલાં તમને વિધવા વિવાહનાં વિચારો ક્યાંથી આવ્યા ? વિધવા વિવાહનાં અનિષ્ટ પરિણામો જાણ્યા સિવાય વિધવાવિવાહને તમે સંમત શી રીતે થયાં ? કોઇ પણ સમાજ, ધર્મ કે સંસ્થા જેનો વિચાર પણ ન કરી શકે તેવા વિધવાવિવાહના અયોગ્ય વિચારો તમને ક્યાંથી ઉત્પન્ન થયા ? વિધવાવિવાહ એ શબ્દજ ખરેખર અપ્રિય છે. અને જે શબ્દ સાંભળતાં કે વાંચતાં અપ્રિય લાગે તેનું વર્તન અને પરિણામ કેટલાં ભયાનક હશે તે તમે સમજી શક્યાં છો ? સ્નેહ અને પ્રેમના જે લાંબા લાંબા અને સુંદર અર્થો લખ્યા તે વિધવાવિવાહ ઇચ્છનારાઓમાં કદિ પણ સંભવી શકે નહિ. આજના સમાજમાં ભરણપોષણના અભાવવાળા તેમજ બમણી ઉંમર કરતાં વધુ ઉંમરના પતિઓ ઘણા દેખાય છે. છતાં તેઓની સ્ત્રીઓમાંથી કોઇ પણ સ્ત્રીએ છૂટાછેડા કર્યા છે ? કે કરવા તૈયાર છે, એવી તમે શોધ કરી છે ? આજના સમાજમાં અનેક બાળવિધવાઓ અને ઉંમરલાયક વિધવાઓ હયાત છે. છતાં તેમાંની કોઇએ પણ સ્વેચ્છાથી વિધવાવિવાહ કર્યો છે કે કોઇ વિધવાવિવાહ કરવાને તૈયાર છે એની તમે તપાસ કરી છે ?

જે સ્ત્રીઓ ખુન, આગ કે ચોરના નામથીજ બીએ, જેને ઓપરેશન હોલના ઓપરેશન જોતાં ચક્કર આવે, હિસ્ટીરીઆ અને ભૂતપ્રેતાદિના ભયથી મુક્ત ન હોય, બજારોમાં ખરીદી કરવાની પણ હોંશિઆરી ન હોય, શિયળનું રક્ષણ કરવાની શક્તિનો પણ અભાવ હોય આવી આજની સ્ત્રીઓ વિધવાવિવાહ કે છૂટાછેડા કરવા તૈયાર થશે એ કલ્પનાજ કેવળ હાસ્યજનક છે.

સ્ત્રીઓના હૃદયમાં જેટલો પ્રેમ હોય છે તેનાથી વિશેષ તેમના હૃદયમાં ભય હોય છે. પ્રેમ એ સ્ત્રીઓનો સદ્‌ગુણ છે તેમ ભય એ સ્ત્રીઓનો દુર્ગુણ છે. કોઇ પણ સ્ત્રી ભયરહિત ભાગ્યેજ હશે. ભય

એ મનુષ્ય માત્રનો મોટો દુશ્મન છે.

મનુષ્યને તેના જીવનની ઉન્નતિ કરવામાં ચિંતા જેમ વિઘ્નરૂપ છે તેમ ભય પણ નુકશાનકારક છે. ભય જ મનુષ્યને ગુલામી દશામાં રાખનાર છે. ભયથી મનુષ્યની માનસિક, નૈતિક અને આત્મિક શક્તિઓનો નાશ થાય છે. ખરી રીતે કહીએ તો ભય એ કોઇ ચીજ નથી. માત્ર માનસિક ભ્રમ છે. ઘણી સ્ત્રીઓ પોતાના બાળકને નાનપણથીજ ભૂતપ્રેત, બાવા, રાક્ષસ આદિની એવી બીક ઘાલી દે છે કે મોટી ઉમ્મર સુધી તે જતી નથી. અને આમ નાનપણથી તેના કોમળ હૃદય ઉપર ભયની છાપ પડે છે અને પરિણામે આવાં બાળકો જન્મારા સુધી ભયભીત રહે છે.

ઘણા લોકોને તો એક પ્રકારનો એવો ભય કાયમ રહ્યા કરે છે કે લોકો મારે માટે શું કહેતા હશે? બીજા પોતાની હાંસી કરે એનાથી ડરે છે, કોઇ તેની નિંદા કરે એવા ભયથી ડરે છે, કદાચ કોઈ મળે અને તેને પુછે કે, "કેમ, શરીર કાંઇ આવું લાગે છે? માંદા તો નથીને?" આ સાંભળતાં તેના મનમાં લાગે છે કે—"કદાચ મારા શરીરમાં રોગ તો નહિ થયો હોય?" એવો ભય પેસી જતાં તેનું નિરોગી શરીર બગડે છે, ને ખરેખર તે માંદો પડી જાય છે. ઘણાને તો રાત્રે ઘરમાં બિલાડી કે ઉંદર ખડખડાટ કરે ને વાસણો ખખડે તો બીક લાગે છે. "ચોર તો નહિ આવ્યો હોય?" આમ અનેક પ્રકારના ભયથી મનુષ્યો પાયમાલ બની જાય છે. માટે હંમેશાં નિર્ભય બનતાં શીખવુંજ જોઇએ. નિર્ભય મનુષ્યોજ સુખી જીવન વીતાવી શકે છે.

ભય એ મનુષ્ય જીવનનો નાશ કરનાર એક ભીષણ સાધન છે. ભયથી મનુષ્યોની સમસ્ત શક્તિઓનો નાશ થાય છે, ભયથી મનુષ્યનું આરોગ્ય બગડે છે, બળ ઘટે છે, અને તેની માનસિક શક્તિઓનો નાશ થાય છે. જેમના દિલમાં ભય પેસી ગયલો હોય

છે તેમનામાં આશા કે ઉત્સાહ હોતાં નથી, તેમનું મન કોઇ પણ જાતનો વિચાર કરવાને અશક્ત બની જાય છે. ભયભીત અવસ્થામાં જે કામ કરવામાં આવે છે તે કદિ બરાબર હોતાં નથી. જે વખતે મનુષ્ય ભયભીત થાય છે એ સમયે તે કદિ પણ કોઇ મહાન કાર્ય કરી શકતો નથી. ભય તો મનુષ્યની દુર્બળતા અને કાયરતાની મૂર્તિનું રૂપ છે.

અતિ ભયથી મનુષ્યને ગાંડપણ આવે છે. લકવા જેવો રોગ થઈ જાય છે, દાંત પડી જાય છે, વાળ ધોળા થઇ જાય છે. માટે આવા રોગોથી બચવા માટે ભયનો ત્યાગ કરી નિર્ભય રહેવાનો અભ્યાસ પાડવો જોઇએ. જેમ કોઇ અપથ્ય વસ્તુ ખાવાથી રોગ થવાનો સંભવ હોય તો તે વસ્તુ આપણે ખાતા નથી તેમ અનેક પ્રકારના રોગમાંથી બચવાને માટે ભયનો સમૂળગો ત્યાગ કરવો જરૂરી છે. જ્યારે કોલેરા, પ્લેગ જેવા ચેપી રોગ કોઇ જગાએ થાય છે ત્યારે જેટલા મનુષ્યો તે રોગથી મરે છે તેના કરતાં અધિક માણસો માત્ર તે રોગના ભયથીજ મરી જાય છે. લોકો જેમ વધુ ભયભીત બને છે તેમ ચેપી રોગ વધુ ફેલાય છે. માટે ગમે તેવી વિપત્તિના પ્રસંગે પણ નિર્ભય રહેતા શીખવું એ ખાસ જરૂરી છે.

ભય પુરૂષને ક્વચિત અસર કરે છે; જ્યારે સ્ત્રીઓને જીવનભર સતાવે છે. ભયભીતતા પુરૂષો કરતાં સ્ત્રીઓમાં અનેક ગણી વધારે હોય છે. સ્ત્રીઓ ક્ષણે ક્ષણે ભય પામે છે અને એ ભયગ્રસ્ત સ્ત્રીઓને આવા પ્રશ્નો ખરેખર વધુ ભયભીત બનાવશે. માટે પહેલાં તો સ્ત્રીઓએ નિર્ભય થવાના નિયમો ઘડી તેનો અમલ કરવો જોઇએ. સ્ત્રીઓ નિર્ભય તથા બળવાન થયા સિવાય આવા લગ્નના સખત નિયમો અનાવશ્યક છે.

સ્ત્રીઓ આટલી બધી નિર્બળ અને ભયગ્રસ્ત છે, છતાં ધારો

કે કદાચ સબળ હોય તો પણ વિધવાઓ સાથે લગ્ન સંબંધથી જોડાનાર પુરૂષ વર્ગ તૈયાર નહિ હોય તો તે નકામુંજ ને? વિધવાઓને પણ આખરે લગ્ન તો પુરૂષો સાથેજ કરવાનાં છે ને? સ્ત્રીઓ સાથે તો નહિ ને? અને પુરૂષજ વિધવા સાથે લગ્ન કરવાને તૈયાર ન હોય તો પછી વિધવાવિવાહ થાયજ શી રીતે? અને એ પણ સ્પષ્ટ છે કે જ્યાં સુધી પુરુષો સાથે લગ્ન સંબંધથી જોડાનાર કુમારિકાઓ સમાજમાં હયાત હશે ત્યાં સુધી વિધવા સાથે લગ્ન સંબંધમાં કોઈ પણ જોડાય નહિ.

એક આંખ ફુટી ગઈ હોય તો ત્યાં બીજી આવી શકતી નથી, એક હાથ કપાઇ ગયો હોય તો ત્યાં બીજો જોડી શકાતો નથી, એક આંગળી કપાઇ ગઇ હોય ત્યાં બીજી આંગળી જોડી શકાતી નથી. સ્ત્રી એ પુરૂષની અર્ધાંગના છે એ તો કબૂલ છે ને? અર્ધ અંગમાંની અમુક વસ્તુ જેમકે આંખ, હાથ કે આંગળીઓ નાશ પામ્યા પછી તેની જગ્યાએ બીજી જોડી શકાતી નથી તો પછી અર્ધું અંગ નાશ પામે તે પછી બીજા અર્ધા અંગને જોડી શકાયજ શી રીતે? કદાચ બનાવટીની માફક જોડો તો પણ તે બનાવટીજ રહેશે.

આમ પુનર્લગ્ન કે વિધવાવિવાહ સ્ત્રીઓ માટે બીલકુલ અનાવશ્યક છે. જેટલાં સુખ, શાંતિ, પ્રેમ અને આનંદ પ્રથમ લગ્નમાં હોય છે તેટલાં બીજામાં નથી હોતાં. સ્ત્રીઓને તો પતિ એજ સર્વસ્વ હોવું જોઇએ. પુનર્લગ્ન કે વિધવાવિવાહ સ્ત્રીઓ માટે અને તેય ગુજરાતની સ્ત્રીઓ માટે તદ્દન બીનજરૂરી અને અનુપયોગી છે. એટલે તેવા વિષયોમાં ધ્યાન આપવું અથવા તે વિષય બાબતના નિયમો ઘડવા, ચર્ચા કરવી કે તેનું વાંચન કરવું તે સર્વ અર્થ વગરનું છે.

આજ પ્રમાણે છુટાછેડાના હક વિગેરેના કેટલા નિયમો

બિનજરૂરી છે, જ્યાં તે બાબતોની ચર્ચા પત્રોમાં કરવા બેસીએ તો પાનાનાં પાનાં ભરાય અને એનો પારજ ન આવે એટલે તે તો રૂબરૂ મળેથી ચર્ચા કરીશું.

ઇચ્છિત અભ્યાસ પુરો થઇ ગયો છે, અને ફેબ્રુઆરી માસમાં ત્યાં આવવાનો વિચાર છે. આવવાનું નક્કી થયે તરત લખી જણાવીશ. સહનશીલ હૃદયે અને મગજે વાંચજે અને સદ્‌ગુણ શોધી પત્રનો જવાબ લખજે. હાલ એજ.

લી.
**શાંતિકુમાર**

---

## પત્ર ૧૦ મો

અમદાવાદ તા. ૨–૧૧–૧૯૩૯

**શ્રી. શાંતિકુમાર,**

વિ. આપનો તારીખ આઠમીનો પત્ર મળ્યો. વાંચી સહેજ આનંદ સાથે દિલગીરી થઇ. વિવાહિત સંબંધમાંથી છૂટા થવાની માંગણી જેટલી ઉતાવળથી કરી હતી તેટલીજ બહાદુરીથી તમે સહર્ષ પાછી ખેંચી લીધી એ પ્રશંસનીય છેજ; છતાં પણ અંતે તો તમે પુરૂષ વર્ગનાને ? તમે લખો છો કે "લગનની બાબતમાં હું ચોક્કસપણું પત્રમાં લખી શકું નહિ." તેનો અર્થ સમજી શકતી નથી. વિવાહિત સંબંધમાંથી છૂટા થવાનો ગંભીર પ્રશ્ન તમે ચોકકસપણે પત્રમાં લખી શકો અને લગનની બાબતમાં ચોક્કસપણે ન લખી શકો એ પણ આશ્ચર્યજનક તો ખરૂં ને ? વિવાહિત સંબંધમાંથી છૂટા થવાની મારી માંગણી તો તમારી માંગણીના જવાબ રૂપેજ હતી એ તો તમે જાણો છો. તમે

તમારી માંગણી પાછી ખેંચી લીધી એટલે મારી માંગણી તો સ્વાભાવિક નાબુદ થઇ જાય છે. તો પણ પ્રશ્ન ઉપાડયો છે એટલે તે પુરો કરેજ છૂટકો.

તમે લગ્ન સંબંધથી જોડાવા કબુલ કરો છો કે નહિ તેનો સ્પષ્ટ જવાબ જોઇએ. લગ્ન તમારે પુરૂષોને મન રમત હશે પણ સ્ત્રીઓને મન તો જીવનભરનો પ્રશ્ન છે માટે તેનો ચોક્કસ જવાબ તરત મળવો જોઇએ.

પુરૂષોની કપટબુદ્ધિથી હું અજાણી નથી. મારા મોંઢે તમે લગ્ન કબુલ કરાવી, પોતે છૂટા રહેવા માંગો છો. એટલે કે એક લગ્નનું સાટું નક્કી કરી તમારી દૃષ્ટિએ કોઇક અધિક રૂપગુણવાળી લાગે તો તમે કબુલેલાં લગ્નના સાટાને પડતું મૂકી અન્યની સાથે જોડાઇ શકો. આજ તમારો આશય છે કે બીજો કોઇ?

પણ આવો વિચાર કરી રાખવામાં તમે ભૂલ કરો છો. પુરૂષોને સ્ત્રીઓ પસંદ કરવાના વખત હવે ગયા. હવે તો એ યુગ શરૂ થાય છે કે જેમાં સ્ત્રીઓજ પોતાને યોગ્ય પતિ ઇચ્છાનુસાર શોધી કાઢશે.

તમે જો મારી સાથેનું લગ્ન કબુલ કરતા હો તો તે હું પણ કબુલ કરૂં છું. બાકી તમારી સાથે લગ્નમાં જોડાવા માટે હું અધીરી નથી. તેમજ લગ્નસંબંધમાંથી છૂટી થવાને આતુર પણ નથી. સાથે સાથે જીવનભર કૌમાર્યાવસ્થામાં રહેવું પડે તો તેથી નાખુશ પણ નથી. છતાં પણ હવે આ લગ્નસંબંધની ચર્ચાનો તાકીદે અંત લાવવો ઇચ્છનીય છે. વળતી ટપાલે આપની કબુલાત લખી જણાવજો, જેથી તે ચર્ચાનો અંત આવે.

તમારા વિચારો કેમ બદલાયા અને વિચારો બદલાવાજ જોઇએ તે વિગત આપના પત્રથી જાણવા મળી તે બદલ આપનો આભાર. તમારા વિચાર બદલવા એ મારો આશય હતો અને તમે આટલા જલદી તમારા વિચારો બદલ્યા તેથી તો હું ખુશીજ થઇ છું.

પછી મોકલેલા લગ્નના નિયમો ફક્ત જાણ પૂરતાજ હતા અને છે. લગ્નના નિયમો એ મારા અભ્યાસ અને વિચારનું પરિણામ છે. પુરૂષ વર્ગથી વિરૂદ્ધ તે નિયમો હતા એટલે તે પુરૂષ વર્ગને પસંદ નજ પડે. અને પસંદ પડે તેવા હોય છતાં પણ તેની વિરૂદ્ધતા દેખાડવા જુદા જુદા ઉપાયો પુરૂષવર્ગ સમજાવે, બતાવે એ સ્વાભાવિક છે.

લગ્નના નિયમોની માંગણી કરી અને તે માંગણી મુજબ લખી મોકલ્યા, ત્યારે તમે તેની કેવળ મશ્કરી કરી **'જયાલક્ષ્મી એક્ટ'** વિગેરે નામો આપી જુગજુના દાખલા આગળ ધરી કેવળ અસભ્યતા દર્શાવી છે.

"આજના સમાજમાં ભરણપોષણના અભાવવાળા તેમજ બમણી ઉંમર કરતા વધુ વયના પતિ ઘણા છે. છતાં છૂટાછેડા કોઇએ કર્યા નથી તેમજ કરવા તૈયાર નથી" એ વાત તમારી સાચી છે એ હું કબુલ કરૂં છું; પણ એ વસ્તુ નભાવી લેવા જેવી છે એમ તમે માનો છો? એ વસ્તુ શું યોગ્ય છે? જે વસ્તુ યોગ્ય નથી તેને કાયમ રાખવી એ શું ધર્મ છે? આવી અનિષ્ટ પ્રથાનો નાશ કરવો એ આજના સમાજનું મુખ્ય કર્તવ્ય છે. તે કબુલ કરવાને બદલે અસંભવિત અને અશક્ય કહી દૂર રહેવું એ જ્ઞાનનું અપમાન કર્યા બરાબર છે.

"પુનર્લગ્ન કે ફરી લગ્ન માટે જેટલી છૂટ પતિ લેવા ઇચ્છતા હોય તેટલીજ છૂટ પત્નીને પહેલેથી આપવી પડશે" આનો જે અર્થ કરવો જોઇએ તેના કરતાં જાણી બુઝીને તેનો ઊંધો અર્થ કરી તેની વિરૂદ્ધનાં અનેક વાક્યો લખી તમે સ્ત્રીઓની નબળાઈ અને પુરૂષોની અશક્તિ જાહેર કરવામાં બે પાનાં ભર્યાં છે. તમારા આવા વિચારો વાંચી ખરેખર આનંદ દૂર થાય છે. અભણ માણસ અથવા કોઈ જુના વિચારના પુરૂષ તરફથી આવા

અકલ્પનીય વિચારો મળે એ સંભવિત છે. પણ ભણેલા અને સુધારક વિચારના યુવક હૃદયમાં પણ આવા જુગજુના અનિષ્ટ વિચારો ભરી રાખ્યા હોય એ કલ્પવું પણ અશક્ય છે.

ઉપર લખ્યા મુજબના વાક્યનો (નિયમ ૧૪) ખરો અર્થ એ છે કે પુરૂષો જરૂરીઆત વિના અમુક ઉંમર થઇ ગયા પછી પણ અને છેક વૃદ્ધાવસ્થા સુધી પણ એક બે અથવા ચાર વખત લગ્ન કરે; પુત્રાદિ હોવા છતાં અને ઉંમર પણ થઈ ગઇ હોવા છતાં ફક્ત વિષયાદિ મોજશોખાર્થે અનેક બાળાઓનાં જીવન ઝુંટવી લે, આવી જે અનિષ્ટ પ્રથા આજનો સમાજ નભાવી રહ્યો છે તેનો નાશ કરી, લગ્ન કરનાર પત્ની પતિ પાસે પહેલેથી નક્કી કરી લે કે આપણે બન્નેમાંથી કોઇ પણ બેપાંચ વર્ષના ટુંકા સમયમાં કે કેવળ અકસ્માતના કારણે મરણ પામે તો બન્ને પોતાની ઇચ્છા અને આકાંક્ષા હોય તો ફરી લગ્ન કરી શકે; તે સિવાય પત્ની મરી જાય તો પતિ ફરી પરણી શકે નહિ, પણ જીંદગીભર વિધુરાવસ્થામાં રહે. અને પતિ મરી જાય તો પત્ની ફરી પરણી શકે નહિ. બલકે તે જીંદગીભર વિધવાવસ્થામાં રહી પવિત્ર જીવન ગુજારે. આમાં મુખ્ય મુદ્દો એ છે કે પુરૂષોના ફરી લગ્ન કે અનેક લગ્ન ઉપર કાપ પડે છે. અને અમુક ચોક્કસ શરતો સિવાયના કોઇ પણ સમયે એક પત્ની મરી ગઇ એટલે બીજી અને બીજી મરી ગઇ એટલે ત્રીજી, એ પ્રથાનો નાશ થાય છે. આ જો સીધી રીતે કબુલ કરવાને પતિ રાજી ન હોય તો પત્ની પણ પતિના મરણ પછી પુરૂષોની માફક ફરી લગ્ન કરી શકે. અને જો તે પ્રથા ચાલુ રહે તો પુરૂષો આપોઆપ પોતાનાં ફરી લગ્ન અને અધિક લગ્ન ઉપર કાપ મૂકશે. જીવનમાં એકપત્નીવ્રત અને એકપતિવ્રત એવાં મધુર લાગશે કે જે ઉભયને સ્નેહ અને આનંદકર્તા નીવડશે. અને ત્યારે સમાજમાં પુનર્લગ્ન, વિધુરલગ્ન કે વિધવા વિવાહનું નામ પણ સંભળાશે નહિ.

એક યુગ એવો હતો જ્યારે પુરૂષ એકપત્નીવ્રતધારી રહેતો; સ્ત્રી પતિવ્રતા રહેતી. ક્રમે ક્રમે સ્ત્રી વર્ગ અજ્ઞાન થતો ગયો અને તેનો લાભ લઇ પુરુષોએ ફરી લગ્ન, વિધુર લગ્ન ઇત્યાદિ સ્વાર્થી વૃત્તિથી પોતાના લાભ સારૂ સમાજમાં દાખલ કરી દીધાં. આજે તે લાભ કયાં તો પુરૂષ છોડી દે અથવા તેટલાજ હક્ક સ્ત્રીઓને આપી સમાન બનાવે. આ બેમાંથી એક તો કબૂલ કરેજ છૂટકો. જેમ પુરૂષો સ્ત્રીને સ્વતંત્રતા ન આપે તો સત્તાનો ત્યાગ કરે, તેમ વિધવા વિવાહની છૂટ ન આપે તો વિધુર લગ્નનો ત્યાગ કરે; આ એક તદ્દન સીધી અને સાદી વાત છે.

હિંસા કરનારને પણ પોતાના પ્રિય સ્નેહીઓની હિંસા કરવી રૂચતી નથી. અસત્ય બોલનારને પણ બીજાના અસત્યપણા ઉપર રીસ ચઢે છે. ચોરને પણ પોતાની વસ્તુ ચોરનાર ઉપર ક્રોધ ચઢે છે. તેમ વિધુર લગ્ન કરનારને પણ વિધવા વિવાહ ઉપર ક્રોધ ચઢે છે. આમ દુર્ગુણી પણ પોતાના દુર્ગુણ દૂર નહિ કરતાં બીજાના દુર્ગુણ તરફ ક્રોધી બને છે. દુર્ગુણીનેય દુર્ગુણ તરફ પ્રેમ કે પસંદગી તો નથીજ. તેનેય ગુણની કિંમત છે. પણ તેની સ્વાર્થ વૃત્તિ પોતાના દુર્ગુણો જોઇ શકતી નથી; પણ પારકાના જોઈ શકે છે.

વિદ્યાનું અજીરણ થાય એટલે કેટલાક દુષ્ટ વિચારો મનુષ્યમાં સહેજે પ્રવેશ કરે છે; એમાં સંદેહ રાખવા જેવું કાંઇ નથી. પુરુષો સાઠ સાઠ વર્ષની વૃદ્ધાવસ્થા સુધી પણ વાસના ટાળી ન શકે તો સ્ત્રીઓ વૈધવ્ય કેમ સહન કરી શકે? અલ્પ આયુષ્યના બળે પતિ મૃત્યુ પામે એવા કુદરતના નિર્માણમાં પત્નીનો શો દોષ હશે કે જેથી સમાજમાં તેને વૈધવ્યની નસમી સજા ભોગવવી પડે?

ભયભીતતા સ્ત્રીઓમાં વિશેષ હોય છે. ભયનો અર્થ અને તેના ગુણદોષની જે વ્યાખ્યા કરી છે તે સમજવા જેવી છે. આખા પત્રમાં વિચારો બદલવા સંબંધી તેમજ ભયનાં ગુણદોષ દર્શાવ્યા

સિવાય બીજું કાંઈ મને અગત્યનું લાગતું નથી.

ભયના ઓઠા હેઠળ અને આજની સમાજ પ્રણાલિકાના દંભ નીચે તમે આવા સારા નિયમોને પણ અનાવશ્યક અને જરૂર વિનાના દર્શાવ્યા છે. સ્ત્રીઓની નિર્બળતા, ભયભીતતા અને અશક્તિ દર્શાવી વિધવા વિવાહ અને છૂટાછેડાની અસંભવિતતા તમે દર્શાવો છો. નિર્બળતા હોય એટલે વિધવા વિવાહ કરી શકાય નહિ. અશક્તિ હોય એટલે છૂટાછેડા થઈ શકે નહિ, ભયભીતતા હોય એટલે તેવા વિચારો થઈ શકે નહિ એમ તમે તમારા કાગળમાં જણાવો છો.

અભણતા હોય છતાં નિશાળે જવુંજ જોઈએ, પડતાં પડતાં પણ ચાલતાં શીખવુંજ જોઈએ—એ પ્રમાણે જે જે વસ્તુ બની શકે તેવી ન હોય તેને છોડી નહિ દેતાં ઉદ્યમ કરી વળગીજ રહેવું જોઈએ. આ પણ તમારા શબ્દો તમારાજ પત્રમાં તમેજ લખેલા છે. એક વખત આમ લખવું, બીજી વખત તેમ લખવું, આમ જ્યારે જ્યારે જે બાજુમાં સ્વાર્થ રહેલો હોય તે પ્રમાણે લખવું એ પણ પુરૂષ વર્ગના સદ્‌ગુણુજ કહેવાય કે?

એક હાથ કપાઈ ગયો હોય ત્યારે બીજો જોડી શકાતો નથી, એક આંખ ફુટી ગયા પછી બીજી આંખ આવી શકતી નથી. તેજ પ્રમાણે પુરૂષનો એકની એક સ્વામીભક્ત સ્ત્રી, જીવનભરની દાસી અને જીંદગી અર્પણ કરનાર પતિવ્રતા પત્ની મરણ પામે તો તેની જગ્યાએ બીજી પત્ની લાવીજ શી રીતે શકાય? જે દૃષ્ટાંત તમે પરમાર્થની દૃષ્ટિએ અમને બતાવો છો તેજ દૃષ્ટાંતને આપની સ્વાર્થવૃત્તિ કોરે મૂકી તમેજ અનુસરો તો તે દૃષ્ટાંત અમને પણ અસર કરશે. બાકી પછી હાથીના દાંત જેવું, બતાવવાના જુદા અને ચાવવાના જુદા, એવું થાય.

પુરૂષને વિધુર લગ્ન કરતાં રોકવા નથી અને સ્ત્રીઓને પુનર્લગ્ન કરતાં રોકવી છે. અને તેના સમર્થનમાં કહે છે કે સ્વરાજ્ય

મેળવવા માટે જેમ લાયકાત જોઇએ છે તેમ વિધવાવિવાહ માટે અભય, બળવાન અને શક્તિવાન થવાની જરૂર રહે છે. આમ પુરૂષ વર્ગ પોતાની પાસે લુચ્ચા વાણીઆની માફક બે ત્રાજવાં રાખે છે. એકથી લે છે અને બીજાથી આપે છે. પોતાના પહાડ જેવા દોષને રાઇના દાણા જેટલા ઝીણા જુએ છે ને બીજાના રાઇ જેટલા દોષને પર્વત જેવડા જુએ છે.

વ્યવહાર બુદ્ધિથી પણ પુરૂષ વિચારે તો જાણે કે વિધવાઓને દબાવવાનો તેને અધિકાર નથી. બળાત્કારે અને અનિચ્છાએ પળાવેલું વૈધવ્ય ભૂષણ નથી પણ દૂષણ છે.

જે વિધવાઓ પોતાનું જીવન સાદાઇ અને સદ્ગુણમાં ગાળવા માંગતી હોય, સંસાર સુખની લોલુપતા જેમના હૃદયને અસર ન કરતી હોય, પોતાના સ્વર્ગસ્થ પતિની યાદ દિલમાં ધરી તેનાજ નામનું અહોનિશ રટણ કરી સંસારના હરકોઇ ભોગવિલાસથી વંચિત રહી, નિષ્કલંક જીવન ગુજારવા માંગતી હોય તે વંદનીય છે.

પણ જે ફરી પરણવા ઇચ્છતી હોય, વૈધવ્ય જીવન ગાળવા માંગતી ના હોય, સંસાર સુખની વાસનાઓ સેવતી હોય અને જેને અહોનિશ વૈધવ્ય દશા માટે દિલમાં ડંખ થતો હોય તેવી વિધવાને પુનર્લગ્ન કરવાની છૂટ આપવી જોઇએ. તેમાં સમાજ કે કાયદાનો ભય કે અંકુશ ન હોવો જોઇએ.

સાઠ વર્ષના ધનિક બુઢ્ઢા પંદર કે સોળ વર્ષની કન્યા સાથે ત્રીજો વિવાહ કરતાં શરમાતા નથી. સમાજ તેને સાંખે છે. અને જ્યારે ગરીબ વીસ વરસની વિધવા સંયમ જાળવવાનો યત્ન કરવા છતાં નથી જાળવી શકતી તેથી ફરી વિવાહ કરવા ઇચ્છે છે ત્યારે સમાજ તેનો તિરસ્કાર કરે છે. આ ધર્મ નથી પણ અધર્મ છે.

ન્યાય એમ કહે છે, કે જ્યાં સુધી વિધુરને ફરી પરણવાનો હક્ક છે ત્યાં લગી વિધવાને તેજ હક્ક હોવો જોઇએ. સમાજની

રક્ષાને સારૂ અમુક પ્રતિબંધોની આવશ્યકતા કહે છે. પણ તે પ્રતિબંધ બન્ને વર્ગને સારૂ સરખો હોવો જોઇએ ને તેમાં જેમ આખા સમજુ પુરૂષ વર્ગની તેમ સમજુ સ્ત્રીઓની પણ સંમતિ હોવી જોઇએ.

મારા સ્વતંત્ર મતાનુસાર વિધવા વિવાહ ફક્ત બાળવિધવાઓ સારૂ ઇચ્છિત છે. તેમજ વિધુર લગ્ન પણ બાળ વિધુર માટે ઇચ્છનીય છે. પચીસ કે ત્રીસ વર્ષથી વધુ ઉંમરની સ્ત્રીઓ સારૂ વિધવા વિવાહ બીનજરૂરી અને અયોગ્ય છે. તેમજ પચીસ કે ત્રીસ વર્ષ ઉપરના પુરુષો સારૂ વિધુર-લગ્ન બીનજરૂરી અને અપ્રમાણિક છે.

લગ્નના નિયમોના ચૌદમા નિયમનો જો વિસ્તૃત અને સ્પષ્ટ ખુલાસો કરવો હોય તો નીચે મુજબનો કરી શકાય:

(A) પત્નીનું, લગ્ન પછી પાંચ સાત વર્ષમાં, મૃત્યુ થાય અને તે વખતે જો પતિની ઉંમર પચીસ કરતાં વધુ ન હોય તો તેવા વિધુરને લગ્ન કરવાની છૂટ હોવી જોઇએ.

(B) પતિનું પાંચ સાત વર્ષમાં અકસ્માત મરણ થાય અને તે સમયે પત્નીની ઉંમર પચીસ વરસની અંદરની હોય તેમજ તેનું મન વૈધવ્ય ન ઇચ્છતું હોય, સંસારસુખની લોલુપતા અને ભોગ વિલાસથી વંચિત રહેવાનું કબુલ કરતું ન હોય, તો તેઓને પણ વિધવા વિવાહ માટે છૂટ રહેવી જોઇએ.

(C) કોઈ પણ વર્ગને ત્રીજી વારનાં લગ્નની છૂટ તો હોવીજ ન જોઇએ. આમ ત્રીજી વારના લગ્નનો નાશ થશે, પચીસ વર્ષ સુધી વિધવાઓને ઇચ્છા હોય તો પુનર્લગ્ન કરવાની છૂટ રહેશે, અને પચીસ વર્ષ પછીનાં વિધુર-લગ્નનો અંત આવશે.

સમાન દૃષ્ટિથી અને સમાન ભાગીદારીથી આપ તપાસ કરશો તો મને ચોક્કસ ખાત્રી છે કે મેં જે વસ્તુ લખી છે તે

સત્ય લાગશે. ઉપયોગી છે કે નહિ, અનુકરણીય છે કે નહિ તે જુદી વાત છે પણ જે વસ્તુ લખી છે તે અસત્ય કે જરૂરીઆત વિનાની નથી.

આપના છેલ્લા પત્રોમાં જણાવેલા સુખના અર્થો અત્રેની મારી એક બહેનપણીને બતાવતાં તેણે આખા લગ્ન સંબંધની ચર્ચા શરૂ થઇ ત્યારના બધા પત્રો વાંચવા અને ઉતારવા સારૂ માંગ્યા છે. આપની સંમતિ મેળવ્યા પછી મેં સદર પત્રો આપવા કબુલ કર્યા છે. તો તે બાબતમાં આપને કાંઇ વાંધો હોય તો લખી જણાવજો.

આરોગ્ય અને તંદુરસ્તી સંબંધમાં કોઈ સારાં પુસ્તકો મળે તો તે સાથે લેતા આવજો અને કોઇ સારા લેખ અથવા વિચારો મળે તો લખો જણાવજો. હાલ એજ. સ્નેહવંદન સ્વીકારજો.

લી. **જયાલક્ષ્મી**ના પ્રણામ.



## પત્ર ૧૧ મો

લંડન તા. ૮-૧૨-૧૯૩૯

**શ્રી જયાલક્ષ્મી,**

પત્ર મળ્યો, વાંચ્યો અને વાંચીને સંતોષ થયો. હું તારી સાથેનું લગ્ન કબુલ રાખતો હોઉં તો તું પણ મારી સાથેનું લગ્ન કબુલ રાખવા તૈયાર છે તે જાણ્યું. લગ્ન સંબંધની ચર્ચાનો તું અંત ઇચ્છે છે, સ્પષ્ટ જવાબ અને કબુલાત માંગે છે તે પણ ઠીક. લગ્નની આ ચર્ચાથી તું કંટાળી ગઈ હોય એમ લાગે છે. લગ્ન સંબંધીની ચર્ચાના પત્રવ્યવહાર દ્વારા મારે તારા વિચાર

અને જ્ઞાનનો અનુભવ કરવો હતો તે પણ મોટે ભાગે પુરો થયો છે. એટલે લગ્નના વિષયની ચર્ચાનો અંત લાવવો એવી મારી પણ ઇચ્છા છે.

તું હવે સમજી તો ગઈ હઈશ કે લગ્ન સંબંધની ચર્ચાનો પત્રવ્યવહાર કરવામાં મારો મુખ્ય આશય તારા વિચાર, સ્વભાવ અને જ્ઞાનની પરીક્ષા લેવાનો હતો. અને જે વસ્તુની પરીક્ષા લેવાનો વિચાર હોય તેની વિરૂદ્ધના વિચારો દર્શાવીએ તોજ ખરી પરીક્ષા લઈ શકાય. આથી અત્યાર સુધીના પત્રવ્યવહારમાં જે જે વિચારો તેં તારા પત્રમાં દર્શાવ્યા છે તેના મોટા ભાગને હું મળતો થાઉં છું; અને તારા વિચારોનો મોટો ભાગ જે મારી ધારણા હતી તે મુજબનોજ છે.

કરવા ધારેલી કસોટીમાંથી તું પાર ઉતરી છે. એટલે હવે હું પણ સાચા હૃદયે તારી સાથે લગ્નમાં જોડાવા કબુલ થાઉં છું. અને આપણે બન્ને એ કસોટીમય લગ્ન દ્વારા આપણાં જીવન જોડી સંસાર સાગરમાં વિચરીશું.

તારી સાથેના વિવાહિત સંબંધમાંથી છુટા થવાની સહેજ પણ ઇચ્છા કે કલ્પના મારા હૃદયમાં નહોતી. અને ઇચ્છા સંભવી શકે પણ નહિ. અને કદાચ એવી ઇચ્છા ઉત્પન્ન થાય તો તેનું યોગ્ય કારણ પણ હોવું જોઇએ. અને યોગ્ય કારણ હોવા છતાં પણ તે બાબતનો સીધો પત્રવ્યવહાર કરવો એ હજી અશક્ય છે. આમ છતાં પણ મેં તારી કસોટી કરવાની ખાતર તારી સાથે સીધો પત્રવ્યવહાર શરૂ કર્યો તે સમાજની દૃષ્ટિએ આશ્ચર્યકારક ગણાય. આજનો સમાજ આવા પત્રવ્યવહારને અજબ જેવો પત્રવ્યવહાર ગણે એ પણ સંભવિત છે.

આવો પત્રવ્યવહાર શરૂ કરતાં પહેલાં મેં ખૂબ વિચાર કરેલો. પણ જ્યારે ખુશી સમાચારનો પત્રવ્યવહાર આપણી વચ્ચે શરૂ

થયો ત્યારે તે વિચાર મેં દૃઢ કર્યો. અને તું ભણેલી હોવાથી મારા પત્રથી દિલગીર નહિ થતાં સામો જવાબ આપીશ એવી ખાત્રી હોવાના નિશ્ચયે પત્રવ્યવહાર શરૂ કર્યો હતો.

હું ધારૂં છું ત્યાં સુધી આવી જાતના પત્રવ્યવહારથી મને તારા વિચારો અને સ્વભાવ જાણવા મળ્યા છે. અને તને પણ મારા વિચાર જાણવા મળ્યા છે. એટલુંજ નહિ પણ આવા પત્રવ્યવહારથી આપણ બન્નેને ઘણું જાણવા મળ્યું છે. તે ઉપરાંત લગ્નની ગંભીરતા, જોખમદારી તેમજ આખા સંસારના પ્રશ્નો અને જીંદગી આનંદ અને પ્રેમમય ગુજારવા બાબતનું પરસ્પર જ્ઞાન મળ્યું છે. તે એકંદરે આપણને બન્નેને લાભદાયી જ નીવડશે.

આ પત્રવ્યવહારથી તને કાંઇ નુકશાન તો થયું નથીને? આપણે બન્નેએ આપણો વિવાહિત સંબંધ કાયમ રાખી લગ્ન કરવાનું કબુલ કર્યું છે એ પણ ખરૂંને? આપણું લગ્ન વડીલોએ પોતાની સંમતિથી જોડેલું હોવા છતાં પતિ પત્નીની પસંદગીથી થએલું લગ્ન-પ્રેમલગ્નજ ગણાશે.

લગ્નના નિયમો અને પુનર્લગ્ન સંબંધી તારા વિચારો એકંદરે સારા છે. તેમાં તું સુધારાને સ્થાન રહેવાનું જણાવે છે. અને હું પણ થોડા ઘણા સુધારા બતાવવા ઇચ્છું છું. પણ તે રૂબરૂમાંજ નક્કી કરી લઇશું. એટલે તારા આખા પત્રનો જવાબ હવે રૂબરૂમાંજ આપીશ.

તારી બેનપણી કે સખી મારા પત્રો વાંચવા અથવા ઉતારી લેવા માગે છે તે વિગત જાણી. પણ હજુ તારામાં સ્ત્રીનું ભોળપણ છે. આપણા આ પત્રો લગ્ન થવા પહેલાં કોઇને પણ બતાવવા અથવા આપવા એ ગુણને બદલે અવગુણકર્તા નીવડશે. લગ્ન થયા પછી તે બતાવવા, આપવા અથવા વંચાવવા ગુણદાયક નીવડે ખરા. પરંતુ હાલ તો તું વાયદાજ કરતી રહેજે. લગ્ન પછી તે

બતાવવા, વંચાવવામાં વાંધો નથી.

આરોગ્ય અને તંદુરસ્તી સંબંધનાં પુસ્તકોની તેં માંગણી કરી, તેમજ તે બાબતના વિચારો લખી જણાવવા માંગણી કરી તે જાણી. અત્રેનાં પુસ્તકો અહિંના આરોગ્ય સંબંધી અને તે પણ અંગ્રેજીમાંજ લખેલાં છે. તે ત્યાં અને તારા માટે અનુપયોગી નીવડશે. છતાં તે બાબતના મુખ્ય ઉપાયો અને જાણવાજોગ નિયમો લખી જણાવું છું. તે આખી જીંદગીભર ઉપયોગી નીવડશે એમ માનું છું.

આરોગ્ય અને તંદુરસ્તીના સાદા સરળ અને મુખ્ય ઉપાયો નીચે મુજબ છે. તે મુજબનું નિયમિત વર્તન રાખવામાં આવે તો મનુષ્ય અનેક વર્ષો સુધી જીવી શકે છે. જ્યાં સુધી મનુષ્ય નિયમિત રહે ત્યાં સુધી તેને મરણની કલ્પના કરવાનો પણ સમય આવતો નથી. ઘડીઆળને જો નિયમિત ચાવી આપીએ અને સાચવીએ તો તે વર્ષોનાં વર્ષો સુધી બંધ પડ્યા વગર ચાલ્યા કરે છે. પણ ચાવી આપવામાં અને સાચવવામાં આળસ કરીએ, અનિયમિતતા કરીએ તો તે જલ્દી બંધ પડી જાય છે. જીવન પણ ઘડીઆળ જેવું છે. તેને નિયમિત હવા, પાણી અને ખોરાક મળશે તે તે વર્ષો સુધી ચાલશે. પણ નિયમિતતા નહિ સાચવીએ તો જીવન ટકી શકશે નહિ.

નિર્બળતા એ પાપ છે. નિર્બળતા અજ્ઞાનમાંથી ઉત્પન્ન થાય છે. માટે તંદુરસ્તી ઇચ્છનારા દરેક સ્ત્રી પુરૂષે આરોગ્ય સંબંધીનું જ્ઞાન મેળવવા પ્રયત્ન કરવો જોઇએ. આરોગ્ય અને બળ મેળવવા સારૂ નીચેની બાબતો ખાસ ધ્યાન રાખવા જેવી છે.

દરરોજ સવારના સૂર્યોદય પહેલાં એટલે લગભગ ચારથી પાંચ વાગે ઉઠવું જોઇએ. પ્રાતઃકાળનો સમય આખા દિવસમાં સૌથી અગત્યનો—આપણા જીવનની પ્રફુલ્લતા અને નિર્મળતાનો નિયા-

મક છે. પ્રાતઃકાળમાં આપણું મન કોરા કાગળ જેવું, ઉપાધિ રહિત અને ખીલતા પુષ્પ જેવું હોય છે.

પ્રાતઃકાળમાં ઉઠતાંની સાથે મળત્યાગ કર્યા પછી હાથ પગ અને મોં ધોઈ સૌથી પ્રથમ એકાગ્ર ચિત્તે ઇશ્વરસ્મરણ કરી આપણા હૃદયનાં દ્વાર પરમાત્મા તરફ ખુલ્લાં રાખી અપૂર્વ શાંતિપૂર્વક શુદ્ધ ભાવના વડે સ્તુતિ કરવાથી આપણું જીવન નિર્મળ, દૈવી અને ઉપાધિ રહિત થાય છે.

આપણા જીવનને ઉત્તમ બનાવવા માટે પ્રાતઃકાળનો સમય કિંમતીમાં કિંમતી છે. પ્રાતઃકાળના એક કલાકની સરખામણી ત્યાર પછીના બેચાર કલાક સાથે પણ કરી શકાય નહિ. કારણ કે તે વખતે પુષ્કળ શાંતિ હોય છે. અને કોઇ પણ પ્રકારની ઉપાધિ ન હોવાથી કામ ઘણું સારૂં થઇ શકે છે.

પ્રાતઃકાળમાં વહેલા ક્યારે અને કેવી રીતે ઉઠી શકાય? એ પ્રશ્ન સહેજે ઉપસ્થિત થશે. જેવી ટેવ પાડીએ તેવી પડે છે. કેટલાકને સવારે વહેલા ઉઠવાની ટેવજ હોય છે, કેટલાકને સવારે વહેલા ઉઠાડવાની જરૂર રહે છે, ત્યારે કેટલાક ઘડીયાળની ઘંટડીની ચાવી આપી ધારેલે સમયે ઉઠી શકે છે. છતાં નીચે મુજબની ત્રણ બાબતો પર લક્ષ આપવાથી વહેલા ઉઠવાનું સુગમ થઇ પડશે.

(૧) "રાતે વહેલા સૂઇને વહેલા ઉઠે વીર; બળબુદ્ધિ બહુ ધન વધે સુખમાં રહે શરીર." એ સૂત્રને અનુસરીને હાલના સમયને અનુસરતાં વહેલા એટલે સાડા નવથી દશ વાગ્યામાં સૂઇ જવાથી લગભગ ચારપાંચ વાગ્યામાં સવારે ઉઠી શકાય. મધરાત પહેલાંની એક કલાકની નિદ્રા મધરાત પછીના બે ત્રણ કલાકની નિદ્રા કરતાં વધુ કિંમતી છે. માટે વહેલા સૂઈ વહેલા ઉઠવાથી નિદ્રા વધુ મળે છે અને સાથે વહેલું પણ ઉઠાય છે.

(૨) રાત્રે સૂતા પહેલાં ઓછામાં ઓછા બેથી અઢી કલાક

પહેલાં જમી લેવું જોઇએ. જમીને તરત સૂવાથી મોડું ઉઠાય છે.

(૩) રાત્રે સૂતી વખતે સવારે વહેલા ઉઠવાનો દૃઢતાપૂર્વક નિશ્ચય કરવાથી સવારે ધારેલે સમયે ઉઠી શકાય છે.

દરેક મનુષ્યને શુદ્ધ હવા નિર્મળ પાણી, અને સ્વચ્છ ખોરાકની જરૂર છે. તે સર્વમાં સૌથી વધારે અગત્ય શુદ્ધ હવાની છે. ખોરાક વગર માણસ ત્રણ માસ સુધી જીવી શકે, પાણી વિના ત્રણ દિવસ સુધી જીવી શકે છે. પણ હવા વિના ત્રણ મિનિટ પણ ચાલી શકતું નથી. આ ઉપરથી સ્પષ્ટ થશે કે મનુષ્યોને ખોરાક કરતાં પાણીની ત્રીસ ગણી જરૂરીયાત છે અને નિર્મળ હવાની તેંતાળીસ હજાર બસો ગણી વધારે જરૂરીયાત છે.

દરરોજ એક મનુષ્ય આશરે ૨૬૦૦ ગેલન હવા લે છે. એટલી હવાનું વજન ૩૪ રતલ જેટલું થાય છે. હવે એક મનુષ્ય સામાન્ય રીતે શરીરમાં ખોરાક અને પાણી સાત શેર જેટલું દાખલ કરે છે. એ ઉપરથી સમજાશે તે દરેક માણસે ખોરાક અને પાણી કરતાં વજનમાં છ ગણી હવા શરીરમાં દાખલ કરવી જોઇએ. અને ખોરાક અને પાણીની સ્વચ્છતા માટે રખાતી સંભાળ કરતાં છ ગણી સંભાળ હવાની સ્વચ્છતા માટે રાખવી જોઇએ.

ઇશ્વરે નિર્મળ હવા જે ઝવેરાતથી પણ કિમતી વસ્તુ છે તે સર્વને માટે પુષ્કળ જથામાં સરખી અને મફત આપી છે. જીવનને જરૂરી ચીજોમાં સૌથી પહેલે નંબરે ગણાતી, આરોગ્ય માટે સર્વ દવાઓમાં પહેલે નંબરે ગણાતી હવાનો ઉપયોગ નહિ કરનારા પોતાને બેસવાની ડાળ પોતેજ કાપે છે.

શરીરમાં સ્વચ્છ લોહી હોય તો રોગ થાય નહિ. દરેક માણસમાં પોતાના વજન કરતાં ૪૦ મા ભાગ જેટલું લોહી હોય છે. લોહી સ્વચ્છ રાખવા માટે જેમ બને તેમ શહેરબહારની ચોકખી હવામાં ફરવું અને ખુલ્લી હવામાં ઉંડા શ્વાસ લેવા. જે શ્વાસથી

અંદર હવા લઇએ છીએ તે અમૃત છે અને જે ઉચ્છ્વાસથી હવા બહાર કાઢીએ છીએ તે ઝેર સમાન છે.

નાકની બનાવટ મુખ્યત્વે શ્વાસ લેવાને માટેજ થઇ છે. મ્હોં મારફતે શ્વાસ લેવાથી ઓછી હવા શરીરમાં દાખલ થાય છે. જ્યારે નાક મારફતે શ્વાસ લેવાથી વાળમાં ગળાઇને સ્વચ્છ હવા શરીરમાં દાખલ થાય છે; ફેફસાંઓમાં વધુ હવા ભરાય છે, અને આખા શરીરમાં જોર વધતાં આયુષ્ય લંબાય છે અને શરીર સદા નિરોગી રહે છે.

પાણી આપણને હંમેશાં મળી શકે તેવી ચીજ હોવાથી તેની ઉપયોગિતા વિશે આપણામાંના ઘણાને ખ્યાલ હોય એમ જણાતું નથી. સાધારણ રીતે એક એવો નિયમ છે કે પાસે રહેલી ચીજ અને વિના મૂલ્યે મળતી ચીજ પછી તે ગમે તેટલી ઉપયોગની હોય પણ તે વખતે આપણને તેની કેટલી કિંમત છે તેનો ખ્યાલ આવતો નથી.

હવા પછી બીજી જરૂરીઆત પાણીની છે. અને તે આપણા શરીરને માટે એક અગત્યની વસ્તુ છે. પાણી ગાળ્યા વિના કોઇ દિવસ પીવું જોઇએ નહિ. પાણી ગળવાની ઘણી રીતો છે. પણ સહેલામાં સહેલી રીત એ છે કે જાડા કપડાના કટકાનું ગળણું બનાવી તેનાથી પાણી ગાળીને પીવું.

પીવાને માટે સારામાં સારૂં પાણી નદીનું, ટાંકાનું અને કુવાનું છે. ટાંકાના પાણી કરતાં કુવાનું પાણી ઉત્તમ છે અને કુવાના પાણી કરતાં ખળખળ વહેતા નિર્મળ ઝરણ–નદીનું વહેતું પાણી ઉત્તમમાં ઉત્તમ ગણાય છે.

પાણીને ઠંડુ કરવાને બરફ વાપરવું નુકસાનકારક છે. બરફનું પાણી પેટની ગરમીને ઓછી કરી નાંખે છે અને પાચનશક્તિને મંદ પાડે છે. પાણી ઠંડુ કરવા માટે માટીનું વાસણ ફાયદાકારક છે.

બરફના પાણીથી તરસ છીપતી નથી; તાત્કાલિક તરસ છીપી હોય એમ લાગે છે. પણ અર્ધો કલાક બાદ તરસનું ભાન થાય છે. માટીના વાસણમાં ઠંડું કરેલું પાણી તરસ બરાબર છીપાવે છે.

તંદુરસ્તી માટે દિવસમાં ઓછામાં ઓછું આઠ શેરથી દશ શેર પાણી પીવું જોઇએ. પાણી વધુ પીવાથી નુકસાન થશે એવી શંકા તો રાખવીજ નહિ. પાણી એક સામટું પીવાથી અન્ન સારી રીતે પચતું નથી તેમજ જીવને અકળામણ થાય છે. તેથી એકદમ સામટું ન પીતાં થોડું થોડું પાણી વારંવાર પીવું ફાયદાકારક છે. રાત્રે સૂઇ ગયા પછી બીલ્કુલ પાણી પીવું જોઇએ નહિ. ઉંઘ લીધા પછી રાતે પીધેલું પાણી નુકશાનકારક ગણાય છે.

જે મનુષ્ય સૂર્યોદય પહેલાં વાસી પાણીની આઠ અંજલિ નર્યા કોઠે નિયમપૂર્વક પીએ છે તે રોગ તથા વૃદ્ધાવસ્થાથી મુક્ત થઇ સો વરસ સુધી જીવે છે. ભોજનું કથન છે કે રાત્રિના અંતે પાણી પીવાની ટેવ પાડવાથી, હરસ, સોજો, તાવ, સંગ્રહણી, વૃદ્ધાવસ્થા, કોઢ, મેદવિકાર, મુત્રાઘાત, રક્તપિત્ત, તથા કાનના, ગળાના, માથાના અને નેત્રના રોગો નાબુદ થાય છે.

જે મનુષ્ય પ્રાતઃકાળે ઉઠીને નાક મારફતે હંમેશા ત્રણ અંજલિ પાણી પીએ છે તેની બુદ્ધિ તીવ્ર થઇ આંખોનું તેજ વધે છે. અને બળવૃદ્ધિ થઇ ભૂત, પલિત કોઇ તેની પાસે આવતું નથી.

જે મનુષ્ય હંમેશા ત્રણ વાર ઠંડા પાણીથી કોગળા કરે છે, મુખ ધુએ છે, આંખો પર પાણી છાંટે છે અને શુદ્ધ જળમાં આંખો ઉઘાડે છે તેને આંખનાં દર્દો કદિ થતાં નથી. ભોજન બાદ ભીના હાથ એક બીજા સાથે ઘસીને આંખોએ લગાડવાથી આંખોમાં અંધારાં આવતાં નથી.

પ્રાતઃકાળે જળ સુંઘવાથી, વાળ ધોળા થવા, સળેખમ, સ્વરભંગ, ખાંસી અને શોથરોગ નાબુદ થાય છે અને આંખોનું તેજ

વધે છે. સુતી વખતે પગ ધોઇને સુવાથી ઉંઘ સારી આવે છે, આંખોનું તેજ વધે છે. અને ખરાબ સ્વપ્નાં આવતાં નથી.

ભૂખ લાગે ત્યારે આહાર કરવો યોગ્ય છે. સારી ભૂખ લાગ્યા પછી કરેલો આહાર પોતે પાચન થઇ પાછી ભૂખને તાજી કરે છે. ભૂખ લાગ્યા વિના ખાધું હોય તો તે પાચનશક્તિને મંદ કરી ભૂખને તાજી કરવાને બદલે મારી નાંખે છે. તેવી રીતે બરાબર ભૂખ લાગી હોય ને ખાધું ન હોય તો ભૂખ મરી જાય છે. ને ભૂખ મરી ગયા પછી ખાધેલું અન્ન બરાબર પચી શકતું નથી. ભૂખ લાગ્યા વગર જમનાર દઢ શરીરવાળો પણ અનેક વ્યાધિઓનો ભોગ થઇ પડે છે. તેમજ ભૂખ મારીને જમનાર મનુષ્યને બીજી વાર ભોજન કરવાની રૂચિ થતી નથી. સ્વાદિષ્ટ અન્ન હંમેશાં સંતોષ, બળ, પુષ્ટિ, ઉત્સાહ તથા હર્ષ ઉત્પન્ન કરે છે અને અસ્વાદિષ્ટ અન્ન હંમેશાં એથી ઉલટું કરે છે. એક પહોર સુધી જમવું નહિ, તેમજ બે પહોર સુધી ભૂખ્યા રહેવું નહિ. કેમકે એક પહોરમાં રસની ઉત્પત્તિ થાય છે ને બે પહોર સુધી ભૂખ્યા રહેવાથી બળનો ક્ષય થાય છે.

શુદ્ધ ઓડકાર, ઉત્સાહ, મળમૂત્રનું સાફ આવવું, શરીરમાં હલકાપણું અને ભૂખ તથા તરસ લાગવી એ પાચન થએલા આહારનાં લક્ષણ છે. આહાર હંમેશાં શાંતિથી અને એકાંતમાં કરવો વ્યાજબી છે. ઘણા માણસની દૃષ્ટિએ કરેલો આહાર અનેક પ્રકારના વ્યાધિઓ ઉત્પન્ન કરનાર નીવડે છે. આહાર, વિહાર અને મળમૂત્રનો ત્યાગ સદા સમજુ માણસોએ એકાંતમાં કરવો યોગ્ય છે.

જમતાં પહેલાં પીધેલું પાણી શરીરને કૃશ કરી જઠરાગ્નિને મંદ કરે છે. વચમાં પીધેલું પાણી સારી રીતે ખાધેલો ખોરાક પાચન કરી જઠરાગ્નિ પ્રદિપ્ત કરે છે. અને અંતે પીધેલું પાણી શરીરની સ્થૂળતા સાથે કફ કરે છે. ને તેવી રીતે તરસ્યાએ

ખાવું નહિ અને ભૂખ્યાએ પીવું નહિ; કેમકે તરસ્યો ખાય તો ગુલ્મરોગ થાય છે ને ભુખ્યો પાણી પીએ તો જલંદર થાય છે.

એવી રીતે ભોજન લેવાની ટેવ રાખજો કે બીજી વારનું ખાણું લેતાં પહેલાં હોજરી પહેલી વારના ખાધાનો નિકાલ કરવાને શક્તિમાન થઈ હોય. બે વખતનાં ભોજન વચ્ચે કાંઇ પણ ચીજ ખાવી જોઇએ નહિ. રોજ ત્રણ વખતનાં ભોજનથી વધુ ખોરાક લેવો નહિ. બે વખતનાં ભોજન વચ્ચે ઓછામાં ઓછા પાંચ કલાકનો ગાળો પસાર થવો જોઇએ. જમ્યા પછી થોડા વખતની આસાએશ તંદુરસ્તીને ઘણી લાભકારક થઈ પડે છે. રાતનું ભોજન સૂર્ય જતા પહેલાં–ત્રણ ચાર કલાક પહેલાં લેવું જોઇએ; અને તે હલકા ખોરાકનું બનેલું હોવું જોઇએ, જેથી સહેલાઇથી પચી શકે.

ઘણું ઠંડું કે ગરમ ખાણું કે પીણું કદિ પણ લેવું નહિ. થાકીને આવ્યા હોય ત્યારે તરતજ કદિ પણ જમવું નહિ. નહાઇને તરત જમવા બેસવું નહિ. જમીને તરત કદિ દોડવું નહિ, અથવા વજનવાળી ચીજ ઉપાડવી નહિ. થાકેલા હોઇએ, ક્રોધમાં અથવા ગુસ્સામાં હોઇએ ત્યારે ખાવું નહિ; પણ પ્રફુલ્લ હૃદયે જમવું.

જમતી વેળા અન્નને એટલે દરજ્જે ચાવવું કે તે મોંઢાની લાળમાં લાળમય બની જઈ હોજરીમાં પ્રવેશ કરે, ને દાંતોનું કામ સુકોમળ આંતરડાંને કરવું ન પડે. હમેશાં ભોજન અડધો ભાગ કરવું. પા ભાગ જગા પાણી માટે રાખવી અને શેષ પા ભાગ શ્વાસોશ્વાસને માટે ખાલી રાખવી. એટલે અજીર્ણ થાય તેટલું હદ ઉપરાંતનું ભોજન કરવું નહિ. જે માણસની પાચનશક્તિ સતેજ હોય તેજ માણસ તંદુરસ્ત રહી શકે છે. સારી પાચનશક્તિ માટે પુરેપુરૂં ચાવવાની ખાસ આવશ્યક્તા છે. અપચો થવાનું મુખ્ય કારણ અપૂર્ણ ચાવવું એજ છે.

મનુષ્યો ખાવા માટે જીવે છે તેને બદલે તેઓ જીવવાને

માટે ખાય તો પોતાનું ગુજરાન ચલાવવા વૈદ્ય ડૉક્ટરોને બીજો ધંધો શોધવો પડે. મનુષ્યને થતા વ્યાધિઓમાં સેંકડે નવ્વાણું વ્યાધિઓ અયોગ્ય ખાનપાન ગ્રહણ કરવાથી અને સ્વાદને લઇને હદ ઉપરાંતનું ખાવાથી થાય છે. દુનિયામાં જેટલા મનુષ્યો ખોરાકના અભાવે મરે છે તેના કરતાં સેંકડો ગણા વધારે ખાવાથી અને હદ ઉપરાંત ખોરાક લેવાથી મરે છે.

પત્ર ધારવા કરતાં ઘણોજ લંબાણ લખાયો છે. એટલે અધુરો ભાગ હવે પછીના પત્રમાં લખી જણાવીશ. હાલ તો એટલેથીજ સંતોષ માનવા ભલામણ છે. પ્રત્યુત્તર તો લખી જણાવીશને? હાલ એજ.

લી. શાંતિકુમાર.



## પત્ર ૧૨ મો

અમદાવાદ તા. ૫-૧-૧૯૪૦

પ્રિય શાંતિકુમાર,

પત્રવ્યવહારનો ભેદનિવારણ કરતો આપનો પત્ર મળ્યો. લગ્ન સંબંધથી જોડાવાની આપે કબુલાત લખી જણાવી તે વાંચી આનંદ થયો છે. મને તો ખાત્રીજ હતી કે આ બધા પત્રવ્યવહારનો આશય જુદોજ હોવો જોઇએ જે કસોટીમય લગ્નના નામે થયેલો છે. બાકી વિવાહિત સંબંધ કાયમજ હતો અને લગ્ન પણ નિશ્ચિતજ હતું. વિવાહિત સંબંધમાંથી છૂટા થવાની માંગણી તમે કરી હતી અને કબુલ કરવાની માંગણી પણ તમેજ કરી છે. આમ ઇચ્છિત લગ્ન પણ તમેજ કબુલ કર્યું છે.

લગ્નસંબંધની ચર્ચાનો પત્રવ્યવહાર કરવામાં આપનો આશય મારા વિચાર અને સ્વભાવથી માહિતગાર થવાનો હતો એ તો આપ કબુલ કરો છો. મેં પણ તમારી સાથે જે જે પત્રવ્યહાર કરેલો તેમાં સગાઇ અને સંબંધને ભૂલી જઇ પરીક્ષા લેનાર પરીક્ષકને જેમ જવાબ આપતા હોય તેમ ફક્ત તમારા કાગળમાં જે જે લખાણ આવે તેનો તેવીજ રીતનો બરાબર જવાબ આપેલો છે.

વાદવિવાદ ચાલતો હોય ત્યારે જેવા સવાલ તેવાજ જવાબ આપવા જોઇએ એ દૃષ્ટિએ, કડક અને જેવા પ્રશ્ન તેવાજ બધા જવાબ મેં લખેલા છે. મને ખાત્રી પણ નહોતી કે હું આવો પત્રવ્યવહાર કરી શકીશ. પણ તમારા પત્રોએ તો મને પત્રવ્યવહાર કરતાં બરાબર શીખવાડી દીધેલી છે. તે બદલ આપનો ઉપકાર. હું ધારૂં છું અને માનું છું ત્યાં સુધી આવા સવાલ જવાબ કોઈ કરી શકે નહિ. મને પણ આવા જવાબો આપવાની કલ્પના નહોતી. પણ કુદરતી પ્રેરણાએ અને જવાબ આપવાની એકજ દૃષ્ટિએ બધા પત્રો લખેલા છે; તો તેમાં વધુ પડતા શબ્દોનો ઇચ્છા અનિચ્છાએ પણ કંઇ ઉપયોગ થયો હોય તો તે બદલ ક્ષમા આપજો.

આજના સમાજમાં આપણા જેવો આવો પત્રવ્યવહાર ખરેખર અજબ જેવોજ ગણી શકાય અને સમાજ આવો પત્રવ્યવહાર સહન પણ ન કરી શકે એ બનવાજોગ છે.

સ્કુલમાં ઘણાં વર્ષો ગાળ્યાં છતાં જે શિક્ષણ નહોતું મળ્યું, મહિલા મંડળમાં પણ જે શિક્ષણ નહોતું મળ્યું તે આપના પત્રોથી મળ્યું છે. આમ પત્રવ્યવહારથી પુષ્કળ જાણવાનું મળ્યું છે તેમજ જ્ઞાન પણ ઘણું મળ્યું છે. એટલે પત્રવ્યવહારથી કાંઈ પણ નુકશાન થયું નથી બલ્કે ફાયદો થયો છે; અને વધારામાં સત્તા, સ્વતંત્રતા, લગ્નની જોખમદારી તેમજ આખા સંસારના પ્રશ્નો ઉકેલવા મળ્યા છે.

આપણો પત્રવ્યવહાર હમણાં કોઇને બતાવવો નહિ. તે વિગત

જાણી છે અને તે બરાબર છે. હમણાં નહિ બતાવવાનો નિશ્ચય કર્યો છે અને લગ્ન પછી આપવાનો વાયદો કરેલો છે.

આરોગ્ય અને તંદુરસ્તી સંબંધના આપના વિચારો ખરેખર યાદ રાખવા જેવા છે. હવા સંબંધી તેમજ પાણી અને ખોરાક સંબંધી ઘણી વસ્તુઓ જાણવા મળી છે. નિયમો ઘણા સહેલા અને સરળ છે. કેટલાક નિયમ તો શરૂ કરવાનો નિશ્ચય કર્યો છે. નિયમો વાંચવાથી ખાત્રી પણ થાય છે કે ખરેખર તે ઘણા ઉપયોગી છે અને સર્વને અનુસરવા જેવા છે. આરોગ્ય સંબંધી આપને આટલું જ્ઞાન હશે એ તો ધ્યાનમાંજ નહિ. વધુ ભાગ બીજા પત્રમાં લખી મોકલવાનું લખ્યું તે કૃપા કરી ચોક્કસ લખી જણાવજો.

લગ્ન સંબંધીનો પ્રશ્ન હવે પૂરોજ થયો છે. અને આપ આવતા મહિનામાં અત્રે આવવા ધારો છો એટલે હવે આપણી વચ્ચેના પત્ર વ્યવહારનો અંત આવશે અને હું ભૂલતી ન હોઉં તો આ કાગળ મારે છેલ્લોજ ગણવો પડશે. જો આવતા મહિનામાં આવવાનું નક્કીજ હશે તો હવે પછીના આપના પત્રનો જવાબ લખવાનું મુલ્તવીજ રાખીશ.

માત પિતાની વાતચીત ઉપરથી પણ હું એટલું જાણી શકી છું કે આપ ફાગણ માસ પહેલાં અત્રે આવવાના છો. મારે ન લખવું જોઇએ, છતાં પણ લખાઈ જાય છે કે ઘણું કરીને આપણા બન્નેનો સંબંધ દૃઢ કરનાર વ્યવહારિક લગ્ન વૈશાખ મહિનામાં થવાનું છે. અને તે માટેની તમારી સંમતિ પણ આવી ગઇ છે એટલે તમે તે જાણતાજ હશો. તમે તો મને લખી ન જણાવ્યું; પણ મારાથી લખ્યા વિના કેમ રહેવાય ?

લગનની બાબત તો લગભગ નક્કીજ થઈ ગઇ. એટલે તે બાબતમાં હવે કાંઇ લખવાનું બાકી રહેતું નથી. છતાં લગ્ન પછી આપણું જીવન શી રીતે સુખમય નીવડે તે બાબતનો પણ વિચાર

કરવો જરૂરી છે એટલે તે સંબંધીના મારા વિચારો લખી જણાવું છું. મારા આ પત્રનો જવાબ તો તમે લખવાનાજ છો. એટલે તમારા વિચારો પણ લખી જણાવવા મહેરબાની કરશો.

લગ્ન થયા પછી તરતજ સંસારમાં પડી જવાનું હું પસંદ કરતી નથી. બલ્કે લગ્ન પછી અમુક સમય મુસાફરીમાં જોડાઈ, જાણવા જેવી વસ્તુઓનો અભ્યાસ તેમજ દેશમાં ઉત્પન્ન થતી વસ્તુઓનો અનુભવ લેવા વિચાર છે. અને તે પછી સંસારમાં કે ગૃહવ્યવસ્થામાં જોડાવું એ ફાયદાકારક ગણું છું.

મારા અનુભવ ઉપરથી હું કહી શકું છું કે આપણા ગુજરાતમાં ને આપણી જ્ઞાતિઓમાં સેંકડે નવ્વાણું બલ્કે હજારે નવ સો નવ્વાણું સ્ત્રીઓ લગ્ન થયા પછી તરતજ ગૃહવ્યવસ્થાનો સઘળો બોજો ઇચ્છાએ કે અનિચ્છાએ ઉપાડી લે છે; અગર દબાણથી ઉપાડવો પડે છે. સ્વતંત્રપણે જીવન ગુજારતા હોઇએ તેમાંથી એકદમ કોઇ પણ જાતના સહવાસ સિવાય ગૃહકામનો સઘળો બોજો માથે લઈ લે છે અને તેથી એકાદ બે વર્ષમાંજ તેનું શારીરિક આરોગ્ય ભયમાં આવી પડે છે. આથીયે આગળ વધીને કેટલાંક યુગલો બે પાંચ વર્ષની ટુંકી મુદ્દતમાંજ બે ત્રણ બાળકોનાં માતાપિતા થઇ તંદુરસ્તી ગુમાવે છે અને માતપિતા તરીકેની ફરજની સઘળી જવાબદારી ઉગતી યુવાનીમાંજ માથે પડતાં સંસારની ઉપાધિમાં એવાં તો સપડાઈ જાય છે કે કમાવું, ખાવું અને બાળકનું પોષણ કરવું તે સિવાય તેમને કંઇ સૂઝતું નથી.

હું આવા રીતરિવાજોને પસંદ કરતી નથી અને ચાલ્યું આવે છે એમ ચલાવી લેવા પણ માંગતી નથી. એટલે લગ્ન પછીનાં પહેલાં બે અઢી વર્ષ કોઇ પણ જાતના ફરજીયાત ઉપાધિમાં જોડાયા સિવાય ફક્ત મિત્ર તરીકે રહેવા ઇચ્છું છું. આખી જીંદગીમાં સુખ અથવા આનંદના કોઇ દિવસો હોય તો તે લગ્ન થયા

પછી તરતનાજ છે.

બાળજીવનમાં પ્રથમનાં વર્ષો નિર્દોષ, રમતીયાળ અને આનંદી હોય છે. ટ્રેન અથવા સ્ટીમરની લાંબી મુસાફરી પણ શરૂઆતના દિવસોમાં કંટાળા વગરની અને ઉત્સાહી હોય છે. સ્વાદિષ્ટ ભોજન શરૂઆતના બે ચાર દિવસ અને અને મીઠા સ્વાદવાળું લાગે છે. ઉત્તમ વસ્ત્રો પણ શરૂઆતના ચાર પાંચ દિવસ પહેરવામાં સુખ અને શોભા રહેલી છે. દરેક ઋતુમાં પણ પહેલા દિવસો સારા લાગે છે. ટાઢ પણ શરૂઆતના પાંચ સાત દિવસ મીઠી લાગે છે. તાપ પણ પાંચ સાત દિવસ આનંદ, ઉત્સાહ આપે છે. વરસાદ પણ પાંચ સાત દિવસ આનંદી લાગે છે. આમ દરેક નવી વસ્તુ લેવામાં, પહેરવામાં, સાંભળવામાં જોવામાં, વાપરવામાં, જમવામાં બધામાં શરૂઆતમાં જે હર્ષ અને આનંદ ઉત્પન્ન કરે છે તે પછીના દિવસો કરતાં અનેક ગણો વધારે હોય છે.

આખી જીંદગીમાં કેટલાક બાળજીવન અથવા નિશાળ જીવનમાં સુખ માને છે. કેટલાક નાણાં ભેગાં કરી પૈસાદાર શ્રીમંત કહેવરાવવામાં સુખ માને છે. કોઇ લગ્નમાં, કોઇ વૈરાગ્યમાં, કોઇ જુવાનીમાં, કોઇ ઘડપણમાં, કોઇ સ્વાર્થમાં અને કોઇ પરમાર્થમાં, આમ દરેક પોતાની ઇચ્છાનુસાર જુદી જુદી વસ્તુઓમાં સુખ માને છે. હું સુખ માનુ છું દંપતી જીવનના શરૂઆતના નિર્દોષ અને સ્નેહમય દિવસોમાં; જે વેળા અજ્ઞાનનો ભય હોતો નથી, ઉંમરનો સવાલ હોતો નથી, ધનની ચિંતા હોતી નથી, વૈરાગ્યનો વિચાર હોતો નથી, પુત્રની જંજાળ હોતી નથી, ઘડપણનું દુઃખ હોતું નથી, સ્વાર્થ પરમાર્થનો સમાગમ હોતો નથી; કેવળ હોય છે સુંદર સહવાસ, મીઠો આનંદ અને નિર્દોષ પ્રેમ.

લગ્ન સંબંધમાં જોડાયા પછી શરૂઆતનાં બે વર્ષ વ્યાપારમાં ન જોડાતાં છૂટા રહો અને બે વર્ષમાં જોવા અને જાણવા

લાયક હિંદનાં દરેક સ્થળોની મુસાફરી સાથે રહી કરવામાં આવે તો એક કુદરતી અને અકુદરતી સૌંદર્ય જાણવા અને જોવા મળે. પ્રાચીન તેમજ અર્વાચીન કારીગરીનો અભ્યાસ કરવાનો મળે. જુદા જુદા દેશની જુદી જુદી વાણી, જાતજાતની વનસ્પતિ અને ખોરાક, વિવિધ જાતનાં વસ્ત્રો અને પહેરવેશો, અને અનેકવિધ હુન્નરો જોવા, જાણવા અને સમજવા મળે.

આમ સંસારી જીવનમાં જોડાતાં પહેલાં જો મુસાફરી કરવામાં આવે તો કોઇ પણ માણસ બીનઅનુભવી ન રહે તેમજ કોઇ પણ વસ્તુ જોવા જાણવાની લાલસા કે અભિલાષા રહે નહિ. અનુભવ લીધા પછી જીવન સંસારમાં જોડાય તો સંસારની કોઇ પણ વસ્તુથી અજ્ઞાત રહેવાય નહિ. બલ્કે તે વસ્તુ આનંદ ઉત્પન્ન કરનારી નીવડે.

શારીરિક તંદુરસ્તી સાચવવાનો અભ્યાસ પણ પૂરો થશે. દરેક વસ્તુના અનુભવ પૂરા થાય અને તે પછી નિયમસર જો આપણે આપણું જીવન ઘડીએ તો કુદરતે જે દૃષ્ટિએ, જે પ્રેમથી અને જે આનંદથી આ રચના ગોઠવી છે તેનો યથાવિધિ અમલ કરી શકીએ; અને તોજ જીવન ઉત્તમ રીતે જીવી શકાય.

દરેક વસ્તુની હદ હોય છે અને તેવી હદ પૂરી થતાં સંતોષ માનવો એમાં ડહાપણ છે. જીવનની પણ હદ તો હોવીજ જોઇએ ને! હદ ઉપરાંત ખાવાથી લાભને બદલે નુકશાન થાય છે. હદુપરાંત પીવાથી ફાયદાને બદલે હાનિ થાય છે. આવી રીતે ચલાવવું, દોડવું, બોલવું ઇત્યાદિ દરેક વસ્તુ હદુપરાંત કરવાથી લાભને બદલે ગેરલાભ થાય છે અને કંટાળો આવે છે. જીવવાની પણ હદ નક્કી કરવી જોઇએ. હદુપરાંત જીવવાથી પણ કેટલીક વખત નુકસાન થાય છે.

છતાં પણ કોઇ જીવન ટુંકું કરવાની તો કલ્પના નજ કરે. પણ તેની હદ નક્કી કરીને નિયમસર ભાગ તો કરવાજ જોઇએ,

જગતનાં સર્વ શાસ્ત્રોમાં જીવનશાસ્ત્ર એ ઉત્તમોત્તમ શાસ્ત્ર છે. એની શ્રેષ્ઠતાનું માપ એકજ છે. જે રીતે જીવન ગાળવામાં આવે તેમાં કોઇને પણ હાનિ ન થતાં વધારેમાં વધારે કલ્યાણ સધાય તેજ ઉત્તમ જીવનશાસ્ત્ર છે. જગતની સર્વ કળાઓમાં જ્ઞાન એ ઉત્તમ કળા છે. પણ એ જ્ઞાન એવું હોવું જોઇએ કે જેની પ્રાપ્તિથી ઓછામાં ઓછી મહેનતે જગતનું અહિત, અકલ્યાણ દૂર કરી શકાય અને સાથે સાથે પોતાનું પણ કલ્યાણ સાધી શકાય. તેજ પ્રમાણે લગ્ન એ પણ ઉત્તમમાં ઉત્તમ વસ્તુ છે. જેના નામમાં, સ્મરણમાં અને પ્રાપ્તિમાં કેવળ આનંદ, એક બીજાનું કલ્યાણ અને હિત સમાએલાં છે. એક બીજાના કલ્યાણ સારૂ જીવનને જોડી કોઇનું પણ અકલ્યાણ ન ઇચ્છતાં પોતાનાં જીવનને કલ્યાણના માર્ગે સ્વર્ગીય આનંદ ઉત્પન્ન કરાવે તેજ ખરેખરૂં લગ્ન ગણાય.

મારી માન્યતા મુજબ આ પત્ર હવે છેલ્લો છે; એટલે પત્રમાં મારા હાથે આપને કાંઇ વધુ પડતા શબ્દો લખાયા હોય અથવા અવિનય થયો હોય તો તે બદલ ક્ષમા આપશો. હાલ એજ.

લી. આપની દર્શનાભિલાષી

**જયાલક્ષ્મી**ના પ્રણામ

---

## પત્ર છેલ્લો

૨૩-૧-૧૯૪૦.

**વહાલી જયાલક્ષ્મી**

ચિ. તમારો પત્ર મળ્યો અને તે કદાચ છેલ્લોજ હશે. લગ્ન સંબંધીના પત્રવ્યવહાર બાબતના તારા વિચારો જાણ્યા. મેં પરીક્ષકની દૃષ્ટિએ પત્રો લખ્યા, ને તેં પરીક્ષા આપવાની દૃષ્ટિએ તેનાં

જવાબ આપ્યા. એટલે આપણા બન્નેના વિચારો લગભગ સરખાજ થયા ગણાય.

પત્રો લખવામાં મારો આશય તારા વિચાર જાણવાનો હતો. અને તે આશય સંપૂર્ણ રીતે ફળીભૂત થયો છે. તારો પણ આશય પરીક્ષાની દૃષ્ટિએ ફક્ત બરાબર જવાબ આપવા એ હતો અને તેમાં તું યશસ્વી નીવડી છે; અને વધારામાં મારા વિચારો જાણવાની તને તક મળી છે.

આવી જાતના પત્રવ્યવહારમાં આપણે બન્નેને સફળતા મળી છે, એટલુંજ નહિ પણ સાથે સાથે ફાયદો થયો છે, તે જાણી આનંદ થયો છે. આ રીતે પત્રવ્યવહારની કલ્પના, મહેનત અને તેનો અમલ સફળ થયો એ ખરેખર વિશેષ આનંદની વાત છે.

આ મહિનાની આખરે હું અત્રેથી નીકળી આવતા મહિનાની શરૂઆતમાં ત્યાં આવી પહોંચીશ. તારો આ પત્ર છેલ્લોજ ગણાય. મારો આ પત્ર પણ છેલ્લોજ ગણાશે. એટલે પત્ર લખવા અથવા મેળવવાની પરસ્પર આશા રાખવી એ હવે શંકાસ્પદ બલ્કે અસ્થાને છે. લગ્ન સંબંધીના ચોક્કસપણાની તેં જાહેરાત કરી તે કદાચ સત્ય હશે. પણ તે બાબતનો વિચાર ત્યાં આવ્યા પછીજ નક્કી કરવો રહ્યો.

લગ્ન સંબંધમાં જોડાયા પહેલાં તેં મારા પત્રવ્યવહારનો લાભ લઇ મારી પાસેના અમુક હક ઝુંટવી લીધા છે. તેમજ કેટલીક બાબતો ઇચ્છા અનિચ્છાએ મારી પાસે કબુલ કરાવી છે. આ હિસાબે પત્રવ્યવહારથી મેં કેટલુંક મેળવ્યું છે તેમજ કેટલુંક ગુમાવ્યું છે અને વધુ મેળવવાનું નક્કી કર્યું છે; ત્યારે તેં કાંઇ પણ ગુમાવ્યું નથી પરંતુ મેળવ્યું છે. આમ વ્યાપારી દૃષ્ટિએ તેં તો ફક્ત એકંદરે નફોજ કર્યો છે. મેં નફો અને નુકસાન બન્ને કર્યું છે. પણ તે બેમાંથી નફો વધે છે કે નુકસાન તે તો અનુભવે જણાશે.

શરૂઆતનાં બે વર્ષો વ્યાપારવ્યવસ્થામાં ન જોડાતાં દરેક વસ્તુનો અનુભવ મેળવવા હિંદભરમાં મુસાફરી કરવાનો તારો વિચાર પ્રશંસનીય છે. હિંદનાં કેટલાંક જુદાં જુદાં સ્થળોએ કળા અને કારીગરીનો અભ્યાસ કરવા સારૂ ફરવા નીકળવાનો નિશ્ચય તો કેટલાય વખતથી મેં કરી રાખ્યો છે. પણ આટલી ઉતાવળે અને આજ વર્ષમાં જઇ શકાશે કે કેમ એ અત્યારથી કહી શકાય નહિ. એ બધી વસ્તુઓ લગ્ન પછી ચર્ચવી વધુ ફાયદાકારક નીવડશે.

તારી કલ્પનાઓ અને તરંગોને તેં ખૂબ દોડાવ્યા છે અને છેક જીવનની પણ હદ નક્કી કરવા સુધીના વિચારો અને ખ્યાલ રચ્યા છે તે સર્વ પરિપૂર્ણ થવાની તો ફક્ત આશાજ રખાય.

ગયા કાગળમાં બાકી રહેલા તંદુરસ્તી અને આરોગ્ય સંબંધીના વિચારો લખી જણાવું છું અને આશા રાખું છું કે આટલેથીજ તું હાલ તો સંતોષ માનીશ.

દરેક માણસને હવા, પાણી અને ખોરાકની જેટલી જરૂર છે તેટલીજ નિદ્રાની પણ જરૂર છે. આખા દિવસના પરિશ્રમથી કંટાળી ગયેલા શરીર તથા મનને ઉંઘથી નિવૃત્તિ મળે છે. સારી નિદ્રાથી શરીર પુષ્ટ અને બળવાન થાય છે. નિયમસર અને પુરતી ઉંઘ લેવાથી મનુષ્ય લાંબી જીંદગી ભોગવી શકે છે. નિદ્રાથી શરીર તાજું અને બીજા દિવસના શ્રમ માટે તૈયાર થાય છે. પાકી નિદ્રા એ કુદરતની મોટામાં મોટી બક્ષિસ છે. જે મનુષ્યને ઉંઘ ન હ આવે તે માણસ થોડા રોજમાં દિવાનો બની મરણ પામે છે. તંદુરસ્તી માટે જેટલી કસરતની જરૂર છે તેથી પણ વધારે ઉંઘની જરૂર છે. કોઇ મનુષ્ય પુષ્કળ કસરત કરે છતાં પણ તેને ઉંઘ ન આવે તો કોઇ પણ દિવસ એ તંદુરસ્ત અને નિરોગી થઈ શકે નહિ.

લગભગ બધા માણસો એમજ માને છે કે ફક્ત ખાવાથીજ શરીરમાં બળ આવે છે અને તેથી આંખો મીંચીને ખા ખા કરે

છે. પણ એકલું ખા ખા કરવાથી શરીરમાં બળ આવતું નથી. ઉંઘવાથી પણ બળ આવે છે. મનુષ્યને પુષ્કળ ખાવાનું આપવામાં આવે પણ જો એક ક્ષણુ પણ ઉંઘવા દેવામાં ન આવે તો તે દુર્બળ થઈ મરી જવાનો.

ઉંઘમાં માણુસ જેટલું જીવનતત્વ ઉપજાવી શકે છે, તેટલું જાગૃતાવસ્થામાં મળતું નથી. ઉંઘમાં બળનો સંચય અને ઉત્પત્તિ થાય છે, જ્યારે જાગૃતાવસ્થામાં મોટા ભાગે જીવનતત્વનો ક્ષય થાય છે. ઉંઘને અને જ્ઞાનતંતુઓને ઘણો સંબંધ છે. અને તેને લીધેજ ઉંઘમાં માણુસ બળ તથા જીવનતત્વ વિગેરે મેળવી શકે છે. ઉંઘ જ્ઞાનતંતુઓને અત્યંત પોષણુ આપનાર હોવાથી ઉંઘમાં તેઓ પુષ્ટ થાય છે.

રસ્તા ઉપર એક ફુટ પહોળું પાટીયું લાંબા અંતર સુધી મૂકે અને તમને તેના ઉપર બરાબર આજુબાજુ પગ મૂકયા વિના ચાલી જવાનું કહે તો તમે જરૂર ચાલી શકશો. પણુ એજ પાટીઉં બે સામસામા આવેલાં મકાનની અગાશી વચ્ચે બરાબર ગોઠવીને મૂકવામાં આવે તો તમે તે ઉપર થઇને ચાલી નહિ શકો. કારણુ કે તમે ચાલવા કરતાં પડવાના વિચારો વધારે કરો છો. પરિણામે તે કામ બની શકતું હોવાની ખાત્રી હોવા છતાં ફક્ત પડવાના ભયને લઇને તમે કરી શકતા નથી; છતાં તમે પડવાનો વિચાર કર્યા વગર નિશ્ચયજ કરો કે હું ચાલી શકીશ તો જરૂર ચાલી શકાશે. એજ પ્રમાણે તમે "ઉંઘ નહિ આવે." એવો વિચાર કરશો તો જરૂર ઉંઘ નહિ આવે; પણ એવો નિશ્ચય કરશો કે મને ઉંઘ આવવીજ જોઇએ તો તરતજ ઉંઘ આવી જશે. કેટલાક માણુસો ઉંઘી શકતા નથી તેનું કારણુ એ છે કે તેઓને ઉંઘ નહિ આવે એવો ભય રહે છે. ઉંઘ લાવવા માટે મુખ્ય ઉપાયો નીચે મુજબ છે.

(૧) સૂતી વખતે સંકલ્પ વિકલ્પનો ત્યાગ કરી મનને સ્થિર

કરવાથી ઉંઘ તરત આવે છે. (૨) સૂતી વખતે શરીરનું હલનચલન પોતાની ઇચ્છાથી બંધ કરી એકદમ શાંતિથી ચુપચાપ પડ્યા રહીને ઉંઘવાનો નિશ્ચય કરવાથી ઉંઘ તરત આવે છે. (૩) ઉંઘ નહિ આવે એવો ભય છોડી દેવો. ભયને લીધેજ ઉંઘ નથી આવતી. હું ઉંઘની પરવાજ કરતો નથી એવા વિચારોથી ઉંઘ તરત આવી જશે.

ચોકખા ચળકતા દાંતની અખંડ બત્રીસી હોવી એ યૌવન, સૌન્દર્ય, આરોગ્ય અને લાંબા આયુષ્યનું સ્પષ્ટ સુખકર ચિન્હ છે. મોંઢામાં સારા દાંત હોવાથી ખુબસુરતી સારી રહે છે, બરાબર બોલી શકાય છે અને ખોરાકને ચાવવા તથા પચવામાં ઘણીજ મદદ મળે છે.

સાધારણ રીતે દાંતથી આપણને ત્રણ લાભ છે. દાંત આપણા ખાદ્ય પદાર્થોને સારી પેઠે ચાવીને પચવા યોગ્ય બનાવે છે, અને ખાદ્ય પદાર્થો નિયમિતપણે પચ્યા કરે તો ઘણાખરા રોગ તો આપણી પાસે ડોકીયું કરવા પણ ન આવે. દાંતથી બીજો લાભ એ છે કે તે બોલવામાં મદદ કરે છે. જેમને દાંત હોતા નથી, તેમની વાણી શ્રવણ–મધુર અને સ્પષ્ટ લાગતી નથી. વાત કરવાનો પ્રધાન ઉદ્દેશ બીજાને સંતુષ્ટ કરવાનો અને પોતાના મનના ભાવને પ્રકટ કરવાનોજ હોય છે. દાંત વિનાનો માણસ આ બન્ને લાભોથી વંચિત રહે છે. દાંતથી ત્રીજો લાભ એ છે કે મોંઢાનું સૌંદર્ય જળવાય છે. મુખની સૌંદર્ય વૃદ્ધિ એ દાંતનું મુખ્ય કામ છે. કોઇ દાંત પડી ગયો હોય તો ચહેરો બેડોળ અને વિકૃત થઇ જાય છે.

શરીરની તંદુરસ્તીનો મુખ્ય આધાર દાંત અને મોંઢાની સ્વચ્છતા ઉપર રહેલો છે માટે તેને હંમેશાં બે ત્રણ વાર સાફ કરવા. સડેલા દાંત અને અસ્વચ્છ મોંઢું એ ક્ષયરોગને આમંત્રણ આપનાર સ્થિતિ ગણાય છે. સડેલા દાંતને સારા કરવા પાછળ થતાં ખર્ચ કરતાં તેને સડતા અટકાવવાનો ખર્ચ ઘણોજ ઓછો આવે

છે. વધારે ગરમ તેમજ વધુ ઠંડી ચીજો ન ખાવી જોઇએ. કારણુ કે બન્ને સ્થિતિઓ દાંતને હાનિકર્તા છે. મોંઢું સ્વચ્છ હોય તોજ શરીર નિરોગી સમજજો. વાસ મારતું મોંઢું કોઇને પણ ગમતું નથી. જેઓને સ્વમાન હોય છે તે કદિ તેમ થવા દેતાજ નથી. વાસ મારતા મોંઢાવાળા માણસો સાથે રહેવું, ફરવું કે વાતચીત કરવી તે ભય સમાન છે.

દાંત સાફ કરવા માટે રોજ બ્રશ ઘસવાથી દાંતમાં બખોલ્લ પડે છે. દાંતોની હાર વચ્ચે જગા પડી જઇ દાંતો છુટા થાય છે અને દાઢ પણ નરમ અને પોચી પડી જાય છે. વળી બ્રશમાં ઝીણાં જંતુઓ ઉત્પન્ન થાય છે અને તે ધોવા છતાં પણ અંદર ભરાઇ રહે છે. અને તે બ્રશ ઘસતી વખતે બ્રશમાં રહેલાં જંતુ મોંમાં દાખલ થાય છે. દાંત સાફ કરવા માટે રોજ તાજાં કુદરતી દાતણુ કરવાં એ સર્વશ્રેષ્ઠ છે. વડ, લીમડો અને બાવળ વિગેરે ઝાડની કોમળ ડાખળીઓના ટુકડાથી દાંત ઘસી સાફ રાખવા જોઇએ. દાતણુમાં સર્વોત્તમ દાતણુ વડની વડવાઇનું છે. તેનાથી દાંત મજબુત અને ઘટ્ટ રહે છે. લીમડાનું દાતણુ ગુણુકારી છે. તેનાથી દાંતમાં રહેલાં ઝીણાં જંતુઓનો નાશ થાય છે અને દાંત સ્વચ્છ થાય છે. બાવળનું દાતણુ સર્વસાધારણુ છે. એનાથી દાંત સાફ થાય છે.

અઠવાડિયે અથવા પખવાડિયે કોઇક વખત બ્રશ વાપરવાથી દાંત આવે તો તેથી કાંઇ નુકશાન નથી. રોજ બ્રશ વાપરવાથી દાંત પોલા થઇ જાય છે.

દાંત ઘસવાના પણુ નિયમ છે. ઉપલા દાંત સાફ કરતી વખતે ઉપરના પેઢાથી શરૂ કરી નીચેના પેઢા સુધી સીધા ઘસવા જોઇએ. અને નીચેના દાંત સાફ કરતી વખતે નીચેના પેઢાથી શરૂ કરી ઉપરના પેઢા સુધી સીધા ઘસવા જોઇએ. આ પ્રમાણે ઘસવાથી દાંત જલદી સાફ થઇ પેઢાં મજબુત બને છે.

રોજ દાંતને બે વાર સાફ કરવા જોઇએ. સવારે ઉંઘી ઉઠયા પછી અને રાત્રે વાળુ કર્યા પછી. સુઇ જતાં પહેલાં બે દાંતની વચ્ચે ઘણે ભાગે ખાદ્ય પદાર્થોની કોઇ કોઇ કણુ રહી જાય છે. તે જો સાફ ન કરવામાં આવે તો રાત્રે દાંતની અંદરજ તે સડી જાય છે અને દાંતને નુકસાન પહોંચાડે છે. રાત્રે ખાધા પછી દાંત સાફ કરવાથી દાંતમાં કોઇ જાતનો મેલ રહેતો નથી અને આનંદપૂર્વક નિદ્રા આવે છે.

'આંખે ત્રિફળા, દાંતે લુણુ, પેટ ન ભરીએ ચારે ખુણુ'

દાંત લુણુ જે વાપરે, કવરે ઉનું ખાય,
ડાબું પડખું દાબી સુવે, તે ઘેર વૈદ ન જાય.

એ કહેવતને અનુસરીને એકલું મીઠું પણ જો નિયમિત ઘસવામાં આવે તો પણ દાંત સાફ થાય છે.

મનુષ્યની સર્વ જ્ઞાનેન્દ્રિયોમાં દર્શનેન્દ્રિય આંખ તે સર્વથી ઉપયોગી છે. આ ઇંદ્રિયની ઉત્તમતા એટલી વિશ્વમાન્ય છે કે આંખ એ વિષયને ગ્રહણ કરનાર સર્વ ઇન્દ્રિયોનો પ્રતિનિધિ કે ઉપરી અવયવ ગણાય છે. આંખો અમૂલ્ય છે અને એ કારણથી જ્યારે તેમને મદદની જરૂર હોય ત્યારે તેને ઉત્તમ પ્રકારની મદદ કરવી જોઇએ કે ઉત્તમ ઇલાજો લેવા ઘટે. લાખો આંખો ડોક્ટરોની દવાઓથી, ધોવાનાં પાણીઓથી, લોશનોથી, જળો મૂકવાથી, લોહી કાઢવાથી વિગેરેથી બગડી ગયેલી હોય છે.

સંપૂર્ણ પાચનક્રિયા, તંદુરસ્ત અને વેગવાળું રક્તાભિસરણ અને જ્ઞાનતંતુનું નાજુક સમતોલપણું એ સુંદર આંખો હોવા માટે જરૂરનાં છે. સામાન્ય શારીરિક તંદુરસ્તીથી આવતું તેજ તીવ્રતા અને સૂચક દેખાવ સિવાય આકાર, રંગ અને કદ (સુંદરતા માટે ઘણાં ઉપયોગી છે તો પણ) નકામાં થઇ પડે છે. શારીરિક ઉપચારો અને આરોગ્યવર્ધક સૂચનાઓનો બુદ્ધિપૂર્વક અમલ કરવાથી આંખોનાં બળ અને દેખાવમાં મક્કમ સુધારો થાય છે.

શરીરના જુદા જુદા અવયવો પોતપોતાનું કામ નિયમિત બજાવતા હોય તો આંખોને પૂરતું અને ચોકખું સ્વચ્છ લોહી મળે છે. સ્વચ્છ, તાજું લોહી આંખને મળ્યા કરે તો તેઓ તેજસ્વી, તંદુરસ્ત અને મજબૂત રહે છે. પણ જો નિર્બળ અવયવો પોતાનું કાર્ય કરવાને મંદ હોય તો લોહી અસ્વચ્છ થાય છે. અને તેમ થતાં શરીરનાં બીજા અવયવો સાથે આંખો પણ નબળી અને સુસ્ત થતી જાય છે. અપૂર્ણ પાચનક્રિયા અને જ્ઞાનતંતુની સામાન્ય અશક્તિથી આંખની ઉપયોગિતા અને દેખાવ પર ઘણી ખરાબ અસર થાય છે.

ખરો નેત્રવૈદ્ય આંખ ઉપરથીજ માણસની તંદુરસ્તી પારખી શકે છે. આંખ એ તંદુરસ્તીમાપક યંત્ર છે. ઉપચારને માટે આવેલા દરેક દરદીની આંખો ઉપરથીજ રોગ જાણી શકાય છે.

આંખમાં કોઈ જાતનું તણખલું કે રજકણ પડયું હોય તો તે એકદમ કાઢી નાંખવું જોઇએ. પાણી છાંટવાથી અથવા પાણીમાં આંખ ધોવાથી આંખમાં પડેલું રજકણ, ઝીણું જીવડું કે ઝીણી કાંકરી નીકળી જાય છે. રૂમાલના છેડાને વળ દઇને આંખમાં ફેરવવાથી પણ નીકળી જાય છે. આથી પણ ન નીકળે તો આંખ ઉપર દૂધ છાંટવું. દુધ ચીકણું હોવાથી આંખમાંથી જીવડું, કણું જે હશે તે તરત ખેંચી લાવશે અને વળી દૂધમાં આંખ ઠારવાને. પણ ગુણ છે. આંખો સાચવવા માટેના કેટલાક જરૂરી નિયમો નીચે મુજબ છે.

આંખો ખેંચવી પડે એવા થોડા અજવાળામાં કદિ વાંચવું નહિ. વાંચતી વખતે ડોકું નમાવી કદિ વાંચવું નહિ. બરાબર અક્ષર ન ઉકલે તો ચોપડી આંખ પાસે લાવો. પણ વાંચતી કે લખતી વખતે ડોકું ટટારજ રાખો. વાંચતી વખતે તમારી ચોપડી આંખોથી સુમારે ચૌદ ઇંચ દૂર રાખવી. બારી આગળ અથવા દિવાના પ્રકાશમાં વાંચતા હો ત્યારે એવી ગોઠવણ કરો કે તે અજ-

વાળું કાં તો માથા પરથી અથવા તો ડાબી બાજુથી આવે. સામો પ્રકાશ રહેવાથી આંખોનું તેજ ઘટે છે.

ચોપડી ઉપર સૂર્યનાં કિરણો પડતાં હોય એવી રીતે કદિ વાંચવું નહિ. આગગાડીમાં અથવા દોડતી ગાડીએ વાંચવું નહિ. હીંચકો કે આરામખુરશી પર બેસીને કદિ વાંચવું નહિ. ઝાંખી રોશનીથી વાંચતા કે લખતા નહિ. તમારી આંખોના ભોગે રોશનીનો બચાવ કરતા નહિ. કદિ ભૂલશો નહિ કે આંખની કિંમત કોઈ પણ ચોપડી કરતાં વધારે છે.

આંખોને થાક લાગવા છતાં ઝીણું ભરતકામ જારી રાખવામાં આવે તો થોડાજ માસમાં સારામાં સારી આંખો પણ બગડે છે. આંખોને બેંચી ઘણી મહેનત આપવી નહિ. ચળકતા કાગળો વાપરવા નહિ. બારીક અક્ષરોની ચોપડીઓ વાંચવી નહિ. સસ્તા ચશ્માઓ કદિ વાપરવા નહિ. બરાબર ધોયા વગરનાં કપડાંને આંખે અડાડવાં નહિ. આંખોની નબળી સ્થિતિ ઉપર ઓછી કાળજી રાખવી નહિ.

પત્ર ગમે તેટલો લાંબો લખવા છતાં પણ અધુરો ને અધુરોજ રહેશે. એટલે આટલેથીજ અધુરો રાખવો યોગ્ય લાગે છે. આરોગ્યનો વિષય ઘણોજ લાંબો છે. એટલે આવા અનેક પત્રોમાં આટઆટલા ટુંકાણમાં લખવા છતાં વિષય પુરો થાય તેમ નથી.

આરોગ્ય સંબંધીની નોંધ લખવા કરતાં હવે તો તેનો સાથેજ અમલ કરીશું એ વધુ ગુણદાયક નીવડશે. એટલે આ પત્ર આટલેથીજ પૂર્ણ કરૂં છું. જવાબ લખવાની હવે જરૂર રહેતી નથી. કારણ કે આ કાગળ તને મળે તે પહેલાં કદાચ હું અત્રેથી નીકળી પણ ગયો હોઉં. હાલ એજ. બાકીનું હવે પછી રૂબરૂમાંજ.

લિ. શાંતિકુમાર

ઃ સમાપ્ત ઃ

# ભરત ગુંથણ



આ વિષયના પુસ્તકને વખાણના શબ્દોની શી જરૂર છે? માત્ર દશ આનાની કિંમતમાં આવું પુસ્તક બીજું કોઈ મળે તેમ નથી. એનાથી તમે આપોઆપ ઉપરની એક કળા શીખી જશો. બાર આનાની ટીકીટ બીડી મંગાવો.

શ્રીશક્તિ કાર્યાલય, કેળાંપીઠ, સુરત.

# સ્ત્રી-ઉપયોગી પુસ્તકો

## સ્ત્રીશક્તિ ગ્રંથમાળા

૧ કમનસીબ સવિતા (વંધ્યા): ०—४—०

સવિતા જુવાન ગુજરાતણની આબેહૂબ મૂર્તિ છે. તેના હૈયાની વેદના ચીતરતી આ ચોપડી એકેએક વાંચકે વખાણી છે

૨ કાકી: ०—३—०

શરદ બાબુની કલમે લખાયલી આ વાર્તા સ્ત્રીઓ માટે સરસ આદર્શ રજુ કરે છે.

૩ કાયદામાં સ્ત્રીનું સ્થાન (દરેક સ્ત્રી વાંચે): ०—३—०

હિન્દુ સ્ત્રીનું કાયદામાં કેવું સ્થાન છે, તેના હકો શા છે ને શા હોવા જોઇએ, પારસી, મુસ્લીમ સ્ત્રીઓને કેવા હક છે વગેરે માહિતીથી ભરપૂર આ ચોપડી ગુજરાતીમાં એકજ છે. દરેક બાપે દીકરીને, ભાઇએ બહેનને, ને વરે વહુને વંચાવવીજ જોઇએ.

૪ અર્ધાંગના: ०—४—०

સ્ત્રીઓ અણીને વખતે પુરૂષને કેવી રીતે મદદગાર બની શકે છે તેના આદર્શ રજુ કરતી વાતો.

૫ ગૃહવ્યવસ્થાની વાતો (બેટરી): ०—६—०

ઘરખટલાની આંટીઘુંટી પર અજવાળું પાડનારી આ વાર્તાઓ ગુજરાતી સાહિત્યમાં નવીજ ભાત પાડે છે.

૬ ખાંયણાં: ૦—૫—૦

કાઠીથી ગુજરાતણના હૈયામાંથી ટપકેલી જીવનની રમુજી, દયામણી, તેમજ આનંદી બાજુનાં ચિત્રો દોરતી આ લોકગીતોની ચોપડી ઘેરેઘેર રાખવા લાયક છે.

૭ બાલીદાન: ૦—૫—૦

આવતી પ્રજાને શૂરવીર બનાવવા માટે બહેનોમાં આ પરાક્રમની મઘ કવિતાઓનો ખુબજ પ્રચાર થવો જરૂરી છે. સર અવસરે તેમજ ખાસ કરીને સગર્ભાવસ્થામાં ભેટ આપવા જેવી રૂપાળી ચોપડી.

૮ ભવાટવી: ૦—૪—૦

હિંદુ સંસારમાં સ્ત્રીઓનાં જીવનની દયામણી બાજુ બતાવતી આ સાચી આત્મકથાઓ વાંચતાં આંખ ભીની થશે.

૯ મા: ૦—૪—૦

વર, વહુ, મા, બાપના પરસ્પર સંબંધ પ્રેમાળ અને વહાલસોયા કેવી રીતે બને તેની ગુંથણી આ વાતોમાં કરેલી છે.

૧૦ જયાના પત્રો-કસોટીમય લગ્ન: ૦—૬—૦

વરવહુનું જીવન સુખી કેમ બને તે સમજાવતા અને વરે વહુ સાથે ને વહુએ વર સાથે કેવી રીતે વર્તવું તેના પર અજવાળું પાડનારા આ કાગળો બહુજ રસીલા છે.

૧૧ પતિની પસંદગી: ૦—૪—૦

વરવહુ પોતે એકમેકને પસંદ કરે એવા વિચારો ધરાવનારાઓએ આ વાર્તાઓનું ઝુમખું ખાસ વાંચવા ને વંચાવવા લાયક છે.

૧૨ લીલીની આત્મકથા: ૦—૩—૦

એક દુઃખીયારી બહેનની આ આત્મકથા સાવકા સહીયારાંના દુઃખો પર અજબ જેવો નવીન પ્રકાશ પાડે છે. જગતમાં શું આવું ય બને છે!—એમ આશ્ચર્ય થશે.

૧૩ કૅાલેરા: ૦—૪—૦

બંગાળાનાં ગામડાંઓમાં સ્ત્રીઓની સ્થિતિ કેવી ખરાબ છે તેનો ચિતાર રજુ કરતી આ વાર્તા ઘણી જ રસિક તથા બોધક છે.

૧૪ પારસી વાનીઓ: (શાકાહારી) ૦—૬—૦

લગભગ સો ઉપરાંત ભાતભાતની લસલસતી, લહેજતદાર માંસમચ્છી વગરની વાનીઓ બનાવવાની સહેલી, ઝટ સમજાય એવી રીતો આમાં આપેલી છે.

૧૫ વિધવા: ૦—૫—૦

હિંદુ સંસારની એ દુ:ખદ બાજુની જુદી જુદી નજરે છણાવટ કરતી આ ચાર વાર્તાઓમાં ઘણો નવીન પ્રકાશ પાડેલો છે.

૧૬ કોને પરણું? ૧—૪—૦

અભણ ગૌરી ગામડાની છે. ભણેલી ઇન્દુલેખા શહેરની છે. ગામડાની ગૌરી, ઇન્દુલેખા માટે જે ભોગ આપે છે તે ભોગ ઇન્દુલેખાના પોતાના ભોગ જેટલોજ મહાન છે? આર્યરમણીના હૃદયની ઉત્તમતાનું આ ચિત્ર જેટલું ભવ્ય છે તેટલુંજ રસિક છે.

૧૭ સુઘડતા ને સુંદરતા: ૦—૮—૦

વાળનું જતન, દાંતનું જતન, ચહેરાનું જતન, કપડાં અને ઘરેણાં પહેરવાની કળા, તંદુરસ્તી ખીલવીને સુંદર બનવાની કસરતની આ ચોપડીનો જોટો ગુજરાતી ભાષામાં નથી જ.

૧૮ હાસ્ય ફુવારો: ૦—૮—૦

શ્રી 'પ્રસાદ'ની રમુજી સામાજિક વાતોનો આ સંગ્રહ દરેક કક્ષાની બહેનોને અત્યંત રસિક લાગશે અને નિર્દોષ આનંદ આપશે

૧૯ ભૂતના ભડકા: ૧—૮—૦

શ્રી ધનસુખલાલ મહેતાની લખેલી આ સુંદર સામાજિક વાતોનો સંગ્રહ સર્વત્ર વખણાયો છે. પૃષ્ઠ બસો. ચિત્રો પણ પુષ્કળ આપેલાં છે.

૨૦ વિષવૃક્ષ ૧—૮—૦

બંકિમબાબુની આ ત્રીજી સર્વમાન્ય નવલકથા હિન્દુ સંસારી કામડાઓની છણાવટ ઘણી જ સરસ રીતે કરે છે. બંગાળામાં ઘેરઘેર વંચાય છે.

૨૧ હાસ્ય કલાપઃ કિં. ૧—૮—૦

સામાન્ય કોટિનાં માણસો સ્ત્રીઓ બાળકોને પણ ખડખડ હસાવે તેવી, છતાં તદ્દન નિર્દોષ અને નિબંધ વાર્તાઓનો આ સંગ્રહ ગુજરાતના હાસ્ય સાહિત્યમાં સારૂં સ્થાન પામ્યો છે.

૨૨ દેવી ચૌધરાણીઃ કિં. ૧—૮—૦

પ્રફુલ્લ નામની સાદી સીધી બાળા કેવી રીતે વીરાંગના બને છે તેનો અત્યંત રસિક અને પ્રેરક હેવાલ. મૂળ બંકીમ બાબુએ લખેલો છે.

૨૩ વીર રોઝાઃ (કાળું ગુલાબ) કિં. ૧—૮—૦

ફ્રાન્સના નવલસમ્રાટ એલેકઝાંડર ડુમાએ લખેલી એક જેલર બાળાના પ્રેમ અને શૂરાતનની અજબ જેવી ઐતિહાસિક કથા.

૨૪ હાસ્ય ઝરણાંઃ કિં. ૧—૮—૦

હાસ્યરસના પ્રસિદ્ધ લેખક શ્રી હરિપ્રસાદ વ્યાસની આ વાતો આપણા સંસારની બૂરી બાજુ પર ચાબખા મારતાં મારતાં ખૂબજ કલ્લોલ કરાવે છે.

૨૫ "જરા ચહા મૂકજો" (હાય આસામ) કિં. ૧—૦—૦

સવારે ને બપોરે મોજથી પીવાતા ચ્હાના પ્યાલાઓના બીતરમાં ચ્હાના બગીચાઓના મજુરોની કેવી કરૂણ હાય વસી છે, તેનું એક મજુરે લખેલું સાચું વાર્તારૂપ બયાન. જે વાંચીને સેંકડો માણસોએ ચ્હા ત્યજી છે

૨૬ શાહ રજની : ( નવી આવૃત્તિ ) કિં. ૧-૧૨-૦
ગરબા પુસ્તકોની મહારાણી.

૨૭ જીવન પલટો: ૦-૪-૦
આમાં ત્રણ જુદી જુદી સ્ત્રીઓનું જીવન જુદી જુદી રીતે બદલાઇ જાય છે તેનું વર્ણન આલેખતી રસિક ને બોધક વાર્તાઓ આપેલી છે.

૨૮ સુખી ઘર: ૦-૩-૦
આપણા ઘરને સ્વર્ગ સમાન સુખી કેવી રીતે બનાવવું તેના પદાર્થપાઠ રૂપ ચિત્ર આલેખતી બોધકથા.

૨૯ ભરત ગુંથણ: કિં. ૦-૧૦-૦
નાની બાલિકાઓ પણ સહેલાઇથી સમજીને શીખી શકે એવી શૈલીમાં એક અનુભવી પારસી બહેને લખેલું પુસ્તક, જાત-જાતની તરાહ તેમજ આકૃતિ સાથે.

૩૦ ચોર્યાસીનું ચક્કર: કિં. ૦-૫-૦
ગુજરાતના એક અનુભવી હાસ્યરસના લેખકે આ પુસ્તિકામાં સ્ત્રીઓને રસ પડે અને સહેલાઇથી સમજાય એવી રીતે સંસારની ગમ્મતભરી વાતો લખી છે.

૩૧ રઝિયા બેગમ: ૦-૩-૦
દિલ્હીના ચક્રવર્તી સિંહાસન પર બેસી સત્તા ચલાવનારી પહેલવહેલી સમ્રાજ્ઞીનું જીવનચરિત્ર. વ્હાણી માટે ઉત્તમ છે.

૩૨ ગૃહવિવેક અને બીજી વાતો: ૦-૬-૦
આમાંની મુખ્ય વાર્તામાં વિલાયતી અને દેશી સભ્યતા, ઘરના રીતભાતની તુલના કરેલી છે. બીજી વાર્તાઓ પણ ખૂબ રસિક અને બોધક છે

૩૩ સુખીના પત્રો અથવા સંસારનાં દર્દો — ૦—૮—૦

લગ્નની નિષ્ફળતાથી કંટાળી જઈને આપઘાત કરવા તત્પર થયેલી એક યુવતિને તેની બ્હેનપણી પત્રો દ્વારા ખરો માર્ગ સુઝાડે છે. દરેક માબાપે આ પુસ્તક પોતાની પુત્રીને પરણાવતાં પહેલાં આપવું ઘટે છે.

૩૪ સ્ત્રીજાતનું શાસ્ત્ર: — ૦—૩—૦

આ નાનકડી પુસ્તિકામાં પ્રાઇમસ સ્ટવ વિશે, તેની રચના, તથા જુદા જુદા ભાગો વિશે સચિત્ર અને વિગતવાર સમજુતી આપી છે.

૩૫ સ્ત્રી હૃદય: — ૦—૩—૦

આ નાની સરખી નવલિકામાં સ્ત્રી હૃદયનો સાચો ચિતાર આપેલો છે. એક આદર્શવાદી યુવાન પાછળ ઘેલી બની જીવન બલિદાન આપનાર વારાંગનાની કથા એકજ બેઠકે પુરી કરવી ગમે તેવી છે.

૩૬ માતૃપ્રેમ અને બીજી વાતો: — કિં. ૦—૪—૦

આ સંગ્રહની મુખ્ય વાર્તામાં એક માતા પોતાનાં સંતાનને ખાતર શું શું સહન કરી શકે છે તેનું આદર્શ દૃષ્ટાંત આપ્યું છે. બીજી વાર્તાઓમાં પણ ઉત્તમ સ્ત્રી પાત્રોનાં આલેખન છે.

૩૭ પારસી લગ્નગીતો અને ગરબા: — ૦—૬—૦

શું પારસી લોકોમાં બી લગન વખતે ગીતો ગવાય છે? તમે નવાઇ પામશો. છતાં આ ચોપડી જોશો એટલે ખાત્રી થશે. કેટલાંક ગીતો તો ખૂબ રમુજી ને આનંદજનક છે.

૩૮ દામ્પત્ય જીવન: — કિં. ૨—૮—૦

સંતતિનિયમન, કસુવાવડ, પતિપ્રેમ જાળવવાની કળા, શરીર નિરોગી ને સુડોળ રાખવાની કળા તથા માસિકને લગતી દરેક ફરિયાદો મટાડવાની વિદ્યા—એ બધુંજ આ પુસ્તકમાં આપ્યું છે.

**૩૯ વહેમી પતિ:** ૦—૪—૦

એક સંસ્કારી અને સુધારક જુવાન પોતાની સુંદર અને સુશીલ પત્ની તરફ વહેમાય છે. એ 'વહેમ'ને કારણે તે પત્નીનો ભોગ લે છે. ને પછી ગાંડો બને છે. એ પાગલની આપવીતીનો કરુણ અને હૃદયસ્પર્શી હેવાલ ગૃહજીવનનો નવો કોયડો ઉકેલે છે.

**૪૦ આરોગ્ય અને સુખ:** કિં. ૦—૬—૦

આ પુસ્તકમાં દરેક સ્ત્રી પોતાના કુટુંબની તેમજ પોતાની સુખાકારી કેવી રીતે જાળવી શકે તેને લગતું જરૂરી જ્ઞાન, દરેક ખાદ્ય ચીજોના ગુણદોષ વગેરે આપેલું છે. દરેક ગૃહિણીએ આ જ્ઞાન પ્રાપ્ત કરવું જ જોઈએ.

**૪૧ સામાજિક વાતો:** કિં. ૦—૫—૦

સંસારના જુદા જુદા કોયડા ઉકેલતી વાર્તા વાતો એકી બેઠકે પૂરી કરવી જ પડે તેવી રસિક છે.

**૪૨ રમુજી વાતો: (સ્ત્રીશક્તિના)** ૦—૪—૦

આ વાર્તાઓમાંની કેટલીક આપણા હંમેશના જીવનનાં દશ્યોમાંથી ઉપજાવી છે ને ખૂબ હસાવે તેવી છે.

**૪૩ ભલી ભાભી:** કિં. માત્ર ૦—૧—૦

એક સંસ્કારી સ્ત્રી પોતાના દીયરના અપકાર ઉપર ઉપકાર કરી તેને કેવી રીતે નમાવે છે, તેનું સુંદર દૃષ્ટાંત આમાં છે. વૈધવ્ય પામેલી આર્ય અબળા પોતાની નીતિ મર્યાદા સાચવીને પ્રમાણિકપણે પોતાનું ગુજરાન કેવી રીતે કરી શકે તેનો પણ બોધપાઠ છે. કિંમત પણ અલ્પ હોવાથી લ્હાણી કરનારા માટે બહુ જ સવડ ભરેલી છે.

**૪૪ પતિ પ્રભુ છે:** ૦—૧—૦

આ ચોપડી પણ લ્હાણી માટે ખૂબ ઓછી કિંમતે રાખેલી

છે. મેયાની વાર્તા પતિવ્રતની બહુ જ સચોટ છાપ પાડે છે. એક સંસ્કારી પત્ની પોતાના દારૂડિયા ને રખડેલ પતિને વશ કરે છે.

૪૫ માંદગી અને માવજતઃ ૦—૪—૦

દરેક સ્ત્રીને આ વિષયનું તો જ્ઞાન હોવું જ જોઇએ. માંદાની સારવાર સંબંધી ખૂબ ઉપયોગી સૂચનાઓથી આ પુસ્તક ભરેલું છે.

૪૬ વાતનું વતેસરઃ કિં. ૦—૧—૦

બાળાઓ રહેલાઇથી ભજવી શકે એવું હાસ્યરસિક નાટક

૪૭ ઘરેણાંનો શોખઃ કિં. ૦—૧—૦

વિમળા નામની એક ભોળી છતાં સૌંદર્યશોખીન બાળાએ પોતાના ઘરેણાં-શોખને લીધે પોતનો પતિ જેલમાં જાય એવા સંજોગો કેવી રીતે ઉભા કર્યા તેનો તાદ્દશ ચિતાર આપતી આ વાર્તા સચોટ—અસરકારક છે.

૪૮ પારસી સતીઓઃ કિં. ૦—૬—૦

રાજાબાઇ ટાવર પરથી બે પારસી બહેનોએ પોતાનું શીયળ સાચવવા ખાતર ભુસકા મારી કરેલા આપઘાત વિશેના ગરબા.

૪૯ એકાદશીઃ કિં. ૦—૧૧—૦

શ્રી સરોજિની મહેતા (એમ. એ.) ની લખેલી અગિયાર સુંદર સામાજિક વાતો. બધીજ નવા સિદ્ધાંતો રજૂ કરે છે.

૫૦ રાણકદેવી કિં. ૦—૧૨—૦

હજાર વર્ષ ઉપર થઇ ગયેલી મહાન વિભૂતિની આ જીવનકથા અર્વાચીન શૈલીમાં ગુજરાતના એક ઉત્સાહી સિદ્ધહસ્ત લેખકે ઘણીજ રસિક લખેલી છે.

૫૧ શિવાજીની બા—મહારાષ્ટ્ર વીર શિવાજીને જન્મ આપી ઉછેરનાર વીર માતાનું રસિક અને પ્રેરણાદાયક જીવન-

ચરિત્ર દરેક બહેને એક વાર અવશ્ય વાંચવુંજ જોઇએ.
(તેર આનાની ટિકિટ બીડવી) કિં૦ ૦—૧૦—૦

૫૨ સાસુની શિખામણ—વહેમી માન્યતાઓને લીધે સ્ત્રીઓનાં જીવનની કેટલી હાનિ થાય છે તેની બોધકથા. કિં. ૦—૧—૦

૫૩ કાયદાનું અજ્ઞાન—એ અજ્ઞાનને. લીધે બહેનો પોતાની હુંડી દોલત કેવી રીતે ખુએ છે તેની બોધકથા. વ્યાજ ઉપજાવવાની જરૂરી માહિતી સાથે. કિં. ૦—૧—૦

૫૪ નામ વગરની નવલકથા—કપરા સંજોગોમાં મૂકાયેલી એક પારસી બહેનના અનુભવોની રસિક વાર્તા. ડીટેકટિવ રસથી ભરપૂર. કિં. ૧—૮—૦

૫૫ નારીભિષક—સ્ત્રીઓના રોગોની ચિકિત્સા તથા ઉપચાર વિશેનું પ્રમાણભૂત પુસ્તક કિં. ૦—૪—૦

૫૬ માસિક ધર્મ—'અટકાવ' વિશેનો ઉપયોગી માહિતીથી ભરેલો નિબંધ. કિં. ૦—૨—૦

૫૭ નવા સાથિયા—દિવાળીના દિવસોમાં પોતાનું આંગણું દીપાવવા માટેના સુંદર અનેક નમુના આમાં આપ્યા છે. કિં. ૦—૨—૦

૫૮—૫૯ વીર તારા—(બે ભાગમાં) તોડાની વીરાંગનાનું પ્રેરણાત્મક ચરિત્ર. પૃષ્ઠ ૪૦૦ એન્ટીક કાગળ. કુલ કિં. ૨—૪—૦

૬૦ ગોરમાનાં ગીતો—ગોરોમાં ગવાતાં ગીતોનો સંગ્રહ કિં. ૦—૧—૦

૬૧ મેડમ ડેમીડા—(નીહિલિસ્ટોના પંજામાં) આ એક રસિક રશિયન વાર્તા છે જેમાં મેડમ ડેમીડા નામની એક સ્ત્રી ઘણાંજ હેરત ભરેલાં તેમજ બુદ્ધિ—ચરાતનનાં કામો કરે છે. ૦—૧૨—૦

૧૨ **સામાજિક વાતો. ભાગ ૨.**—લેખક શ્રી રમાકાન્ત દ્વિવેદી. આમાં આપણા આધુનિક સમાજને સ્પર્શતી અને તેનાં જુદાં જુદાં દૃષ્ટિકોણ રજુ કરતી રસિક નવલિકાઓ આપેલી છે. ૦–૩–૦

૧૩ **ગુણીયલ ગૃહિણી**—સારી ગૃહિણી કોણ? પોતે ભપકાદાર સાડી પોલકાં પહેરીને ઠેર ઠેર ભાષણો કરતી ફરે તે? કે પોતે આત્મભોગ આપીને પોતાનાં અને પોતાની આસપાસનાંઓને સુખી કરવા પ્રયત્ન કરે તે? આ પ્રશ્ન સમાજનો સનાતન પ્રશ્ન છે. તેને વિશે વિચારો જગાડતી આ નાનકડી નવલિકા ખરેખર વાંચવા અને વંચાવવા જેવી છે. ૦–૧–૦

૧૪ **સ્ત્રી સ્વાતંત્ર્ય**—સ્વતંત્રતાના અંધ ખ્યાલોમાં અથડાતી એક યુવતી આખરે ઠોકરો ખાઇને કેવી રીતે પાછી સાચા માર્ગ ઉપર આવે છે તેનું આ નવલિકામાં શ્રી રમાકાન્ત દ્વિવેદીએ સરસ આલેખન કર્યું છે. કિં. ૦–૧–૦

૧૫ **દક્ષિણી રાંધણકળા**—મહારાષ્ટ્રમાં બનતી રસોઇની વાનીઓ કેવી રીતે બનાવવી તેનું આ પુસ્તક ગુજરાતમાં વસતી એક ચતુર દાક્ષિણી બહેને લખેલું છે. કિં. ૦–૩–૦

૧૬ **સતી જસમા**—પતિવ્રતાની ખાતર પ્રાણ આપનારી આ વીર નારીની જીવનકથા સરળ, સાદી ને રસઝરતી બાનીમાં આલેખી છે. કિં. ૦–૬–૦

૧૭ **સંસાર દર્શન**—સંસારમાં ડગલે ને પગલે અનેક મુંઝવતા પ્રશ્નો આવી પડે છે. આ પ્રશ્નોને જુદી જુદી નજરે ટુંકી ટુંકી વાતોમાં નીરખીને વણી લીધા છે. કિં. ૦–૬–૦

૬૮ **ભૂમિમાતા—આનંદમઠ—**વંદેમાતરમ-રાષ્ટ્રગીતના ઉદ્ભવ સ્થાન રૂપ, નિર્મળ દેશભક્તિની અપૂર્વ પ્રેરણા આપતું સ્વ. સાક્ષર શ્રી બંકીમચંદ્રનું લખેલું આ પુસ્તક એકેએક હિંદી સ્ત્રી પુરૂષે વાંચવા જેવું છે. નવી આવૃત્તિ—કિં. ૧—૦—૦

૬૯ **બાળવિધવા—**બાળવિધવા એ ગુજરાતના ઉચ્ચ સમાજનું દયામણું પ્રાણી છે. એના પ્રત્યે દરેક સહૃદય માણસ સહાનુભૂતિથી જુએ છે. અને ઘણાક સંસ્કારી યુવકો તો તેનો હાથ ઝાલી સુખી કરવાની ધગશ ધરાવે છે. એવી બે બાલિકાઓએ પોતાનો માર્ગ કેવી રીતે કરી લીધો તેનો ચિતાર આમાં છે. કિં. ૦—૨—૦

૭૦ **સાચાં સહોદર—**ભાઇ બહેનનાં પ્રેમના અદ્ભુત ઝાંખી કરાવતી આ નવલકથા વાંચતાં હૃદયને હલમલાવી નાંખે છે. ૧—૮—૦

૭૧ થેપડા અથવા એક પર બીજી ૦—૩—૦



# સ્ત્રીશક્તિ ગ્રંથમાળા વિશે

## પ્રશંસાના ઉદ્‌ગારો.

**ભરત ગુંથણ—વિશે લોકવાણીના તંત્રીજી લખે છે—**

આ પુસ્તક ઘેર ભરત ગુંથણ કરતાં અને શાળામાં અભ્યાસ કરતા બહેનોને સારૂં માર્ગદર્શક થઇ પડે એવું છે. ભરત ગુંથણની પદ્ધતિ એમાં સમજાવવામાં આવી છે ને એ પદ્ધતિને સાનુકૂળ ચિત્રો પણ પુષ્કળ આપવામાં આવ્યાં છે...આ પ્રકારનું પુસ્તક બહુ ઉપયોગી થઇ પડે તેમ છે.

**સુખી ઘર—વિશે પ્રસ્થાનના તંત્રીજી લખે છે—**

સ્ત્રીઓને ગૃહિણી તરીકે સ્વમાન કેળવવાનો, ઘરકામને દીપાવવાનો, સંસ્કારી થવાનો બોધ મળે તેવું સાહિત્ય આ પુસ્તકમાં ટુંકામાં ને સુગમ ભાષામાં આપેલું છે.

**અલી ભાભી—**વિશે સાપ્તાહિક મુંબાઈ સમાચારના તંત્રીજી લખે છે—

આ નાનકડી પેમ્ફ્લેટ સ્ત્રીઓને ઉદારતાનો બોધપાઠ આપવાનું કાર્ય બહુજ સુંદર રીતે કરી શકે તેમ છે...એની લ્હાણી થવી જોઇએ.

**પતિ પ્રભુ છે—વિશે સા. મુંબાઈ સમાચારના તંત્રીજી લખે છે—**

આ ચોપડી પણ લ્હાણી કરવા જેવી છે. એક દારૂડીઆ ધણીની સ્ત્રી પોતાના પતિને ખાતર ખૂબ સંકટો સહન કરે છે આખરે તે વશ થાય છે ને પોતાની કુટેવો છોડે છે. ને બેઉ સુખી થાય છે.

# સ્ત્રીશક્તિ ગ્રંથમાળા વિશે પ્રશંસાના ઉદ્‌ગારો.

**માંદગી અને માવજત**—વિશે મુંબાઈસમાચાર લખે છે—

આપણે સ્ત્રીઓની સ્વતંત્રતા ને સમાનતા વિશે ગમે તેવી વાતો કરીએ, છતાં સ્ત્રીઓમાં જે નૈસર્ગિક કળા છે તેને પુરૂષો કદિ પહોંચી શકવાના નથી. તેમાંની એક કળા તે નર્સીંગ છે— દરેકે દરેક સ્ત્રીના હાથમાં આ પુસ્તક મૂકાય તો તેથી તેને એ વિષયનું સારૂં જ્ઞાન પ્રાપ્ત થાય એ નક્કી છે.

**પ્રજાબંધુના તંત્રીજી લખે છે—**

ઘરમાં સ્ત્રીને માંદાની માવજતનું જ્ઞાન હોય તે હિંદુ સમાજમાં ખૂબ જરૂરનું છે. એ જોતાં તેમની દૃષ્ટિએ લખાયલું આ પુસ્તક કિંમતી થઇ પડશે.

**રઝીયા બેગમ**—વિશે પુસ્તકાલયના તંત્રીજી લખે છે—

આ પુસ્તિકામાં તેરમી સદીની આ સુલતાનાનો સરસ પરિચય અપાયો છે...લેખન શૈલી વખાણવા જેવી છે.

**ગૃહવિવેક**—વિશે તેઓ લખે છે—

વાર્તાઓ બોધક છે. સ્ત્રીઓ માટે પુસ્તક મઝાનું ને આવકારપાત્ર છે. મહિલા પુસ્તકાલયો જરૂર ખરીદે.

**સખીના પત્રો**—વિશે લોહાણા હિતેચ્છુના તંત્રીજી લખે છે—

આ ઉપયોગી પત્રમાળાને પુસ્તકનું રૂપ આપી સ્ત્રી સા. મંદિરના સંચાલકોએ વર્તમાન જગતને પોતાની એક ઉણપનું જ્ઞાન આપ્યું છે. આવાં પુસ્તકોનો વધુ પ્રચાર કરવાની સૂચના સાથે લેખક તથા પ્રકાશકને અભિનંદન.

---

દેશબંધુ પ્રેસ—સુરત.

# સ્ત્રી સાહિત્ય મંદિર, સુરત.



અભાગ માબાપ પોતાની દીકરીને દાગીનાથી લાદે છે.



સમજુ માબાપ તેને સ્ત્રીમંદિરનો સટ આપી જ્ઞાન-સંસ્કાર સિંચે છે.

રૂા. ૩૬ાાની કિંમતનાં ૭૧ પુસ્તકોનો સટ રૂા. ૩૨) માં